ગુજરાતી કુમારોના બે મૂંગા પથપ્રદીપો

શ્રી. રવિભાઈ તથા શ્રી. બચુભાઈ રાવતને

'પાદાઘાતો સહીને શિશુ સમ સુજના આશિષો વર્ષી જેણે'

# અનુક્રમ

# વિભૂતિમંદિર

કીર્તિ એ પ્રવૃત્તિનું પ્રવર્તક તત્ત્વ નથી. પ્રવર્તક તો કર્તવ્ય છે. કર્તવ્યની પરિસમાપ્તિ કર્તવ્યમાં જ છે; તેનો કર્તવ્યથી ભિન્ન અન્ય ઉદ્દેશ છે નહિ.

—કે. હ. ધ્રુવ.

# મારે કહેવાનું

જીવનચરિત્રોના માત્ર તરજૂમા પર કંઈ વિશેષ કે નવીન કહેવાનું નથી રહેતું. જે કંઈ કહેવાનું છે તે માત્ર એટલું જ કે, આમાંનું અકેક ચરિત્ર એક કરતાં વધારે પુસ્તકો અને સામયિકોના આધારે લખાએલું છે. એ સિવાયનું કહેવાનું એ ચરિત્રોમાં આવી જાય છે. આત્મપ્રશંસા કરતાં એ ચરિત્રો મારફત થતો ઉદ્‌બોધ જ શાશ્વત છે.

અશોક હર્ષ

O crities, cultured critics !
Who will praise me after I am dead,
Who will see in me both more and less than I intended,
But who will swear that whatever it was it was all
purfectly right.



# આદર્શનો ખંડિયેર કર્નલ લૉરેન્સ

"Often the prophet has been born in this world, has lived with us, and, dying, has left us quickened by his spiritual message. How great, or wise, the message of T. E. L. each may decide for himself. But not a prophet has left a record, so definite that it cannot be falsified, of his almost every thought, feeling, word, and act, from first youth till death. Surely this is new, and happens for the first time."

—Eric H. Kennigton

ઈ. સ. ૧૯૨૨ ના ઉનાળાની એક રાત. સારૂં યે લંડન શહેર ત્યારે ઝાકઝમાળ રોશનીથી દીપી ઊઠ્યું હતું. એવો જ ઝળહળાટ શ્રમજીવીઓ માંજી માંજીને ઊજળાં બનાવવા મથતા માલેતુજારોનાં

મેલાં હૈયાંમાં થઈ રહ્યો હતો. પરંતુ એ કૃત્રિમ રોશની જેટલી ભવ્ય તેટલી જ ભયંકર હતી, અને એ ભયંકરતાથી ત્રાસીને છટકવા મથતો હોય એવો એક પાતળિયો તરુણ એ લંડનના જ રસ્તાઓ પર અંધારામાં રવડી રહ્યો હતો. એના જોડા ફાટી ગયા હતા, પણ તે સંધાવવાના પૈસા તેની પાસે ન હતા, એટલી હદે તે હવે મુફલિસ બની ગયો હતો.

કર્નલ લૉરેન્સ! — એ જ એ મુફલિસ તરુણ, જેણે ૧૯૧૪–૧૮ ના મહાયુદ્ધના અરસામાં અરબના રેગિસ્તાનમાં બળવાની આગ ફૂંકી, તુર્કી સામે વિદ્રોહ જગાવેલો, ને પૂર્વમાં મિત્રરાજ્યોની બાજુ સલામત રાખી હતી. એણે જે કર્યું હતું તે બીજા ચાહે તેવા નામચીન જબરજોધ સેનાધિપતિથી પણ માંડ થઈ શક્યું હોત. અને છતાં તે આ હાલતમાં? હા, કારણ, એની એ મુફલિસી સ્વેચ્છાપૂર્વકની હતી. એ નરપુંગવે સંમાન, સત્તા ને સમૃદ્ધિ ત્રણેનો ઇનકાર કર્યો હતો. એની એ ટેક છૂટતાં પળવારમાં એની એ મુફલિસી નાસી જાય તેમ હતી. એની બધી હાલાકી જતી રહી, એ ધારે તે કરતાં વધુ ચેનમાં રહી શકે તેમ હતું. બ્રિટિશ સરકાર તેને પેનશન આપવા તૈયાર હતી. અને જુદી જુદી વિદ્યાપીઠો પણ, એ જો ભાષણો આપવાનું સ્વીકારે તો અકલ્પ્ય મહેનતાણું આપવા તૈયાર હતી.

પરંતુ એને એવી કશી પડી જ ન હતી. પ્રમાણિક શ્રમથી પૈસા મળે તો જ મેળવવાનો તેનો ઇરાદો હતો, અને ભૂતકાળની પોતાની કારકિર્દી પર તો કમાણી ન જ કરવાનો તેનો મક્કમ ઇરાદો હતો; કારણ, એ કારકિર્દીનાં સ્મરણો પાછળ એનું કાળજું કોરી નાખતો ડંખ રહ્યો હતો. અરબની ત્રસ્ત મહાપ્રજાને સ્વતંત્ર અને સ્વાયત્ત જોવાની એની મહત્ત્વાકાંક્ષા હતી. એ મહત્ત્વાકાંક્ષાથી પ્રેરાઈને જ એણે અરબ લોહી સળગાવેલું, પરંતુ સામ્રાજ્ય લોલુપ રૉબર્ટ ક્લાઈવ ને સેસિલ ર્‌હોડસના વારસદારોએ એનું એ સુરમ્ય સ્વપ્ન યુદ્ધના અંતે મિટ્ટીમાં મિલાવી દીધું.

આ રીતે ગયા મહાયુદ્ધે એક સ્પૃહણીય જીવન છેદી નાખ્યુ અને લૉરેન્સ માણુસ કરતા માણુસનું ખડિયેગ બની રહ્યો એકલવાયો ને અનડો પડેલો એ જ્યા જ્યા ઘડીભર એકાત ભાગતી લાગે ત્યા રઝળવા લાગ્યો યુદ્ધકાળના કુલ દસ હજાર ને એક અફસરોમાથી માત્ર એને એકને જ સ્વતત્ર જવાબદારી સોપાઇ હતી એવો આજન્મ નેતા પોતાના વગો રૂઝાવવા ખુદ બેજવાબદાર બની ગયો હતો માનચાંદનો ટુકડો ફેકવા સામે ખુદ પાંચમા જ્યૉર્જને એણે કહી દીધેલુ, ' આપેલા વચનનું માન ન જાળવી શકે એવી સલ્તનત પાસેથી હું કશુ સ્વીકારવા તૈયાર નથી '

**સાગર**ની પીઠ પર હાથ પસવારતા ઉત્તર વેલ્સના કાર્નર્વૉન પરગણામા આવેલી સ્નોડનની ટેકરીઓની તળેટીમા ઈ સ ૧૮૮૮ ના ઑગસ્ટની ૫૬રમીએ આ ટોમસ એડવર્ડ લૉરેન્સ જન્મેલો આઠ વરસ સુધીમા સ્કૉટલેન્ડ, આઈલ ઑવ મેન, બ્રિટાની હેમ્પશાયર વગેરે ફરી વળીને છેવટે ઑકસફર્ડમા એનુ કુટુબ સ્થિર થયુ અને લૉરેન્સ શાળામા દાખલ થયો જો કે એ પહેલા જ પોતાના મોટા ભાઈઓ પાસેથી એણે અંગ્રેજી અને થોડુ ઘણુ ફ્રેન્ચ તથા લૅટિન પણ શીખી લીધેલુ કુટુબની આર્થિક સ્થિતિ સાધારણ હતી એટલે ઓછી ફીની શાળા જ એને પોસાય એમ હતી તેમા યે શિષ્યવૃત્તિઓ મેળવતા રહી કુટુબને એ બાબતમા એણે રાહત આપવા માડી

છતા શાળાના ભણતર કરતા એને વધુ રસ તો હતો ફોટોગ્રાફીમા, રોમન શિલ્પના નમૂના એકઠા કરવામા કે ઝરણાના પ્રવાહની સાથોસાથ દોરાતા જવામા શાળાના યાત્રિક જીવન પ્રત્યે અને જીવન પર લદાવા મથતી એકેએક યાત્રિકતા તરફ એને પહેલેથી જ નફરત હતી શાળા વિષે એણે લખ્યુ છે, ' School was an irrelevant and time-wasting nuisance which I hated and contemned '

ઇતિહાસ, ભૂગોળ ને પુરાતત્ત્વના નાદમાં જૂના કિલ્લા ને દેવળો ફેંફોળતા એ તરુણે ડૉ. ડી. જી. હૉગાર્થનું ધ્યાન ખેંચ્યું, ને એણે એને દોરવણી આપવા માંડી. ધીમે ધીમે મધ્યકાલીન કળાનાં અભ્યાસે એને શસ્ત્રકળામાં રસ લેતો કર્યો અને સૈનિકજીવન તથા યુદ્ધકળા તરફ એને આકર્ષ્યો.

ઈસાઈઓ અને અરબો વચ્ચેનાં ધર્મયુદ્ધોએ એની કલ્પના ખૂબ સળવળાવી મૂકી અને એ રંગદર્શી ભૂમિની મુલાકાત લેવાનો એને મોહ જાગ્યો. રખડુ તો એ પહેલેથી જ હતો. કુમારાવસ્થામાં લગભગ આખુ ફ્રાન્સ એ ખૂંદી વળેલો. મુસીબતોનો એને કશો ડર ન હતો, કારણ મુસીબતો વહોરવામાં તો એને ઉલટી મઝા આવતી. એટલે એ તો સીરિયા ઉપરી ગયો અને ધગધગતા ઉનાળામાં હિટાઈટ અવશેષોની ને ક્રૂઝેડરોનાં સ્મરણાંકનોની શોધમાં ભમવા લાગ્યો. તનહા બની નીકળેલા એ ગઝણને એશઆરામની મુદ્દલ તમા ન હતી. પૈસાનો ખપ પડે તો ટાકણે જે કામ મળે તે – મજૂરી સુદ્ધાં—તે મેળવી લેતો. પોતાની આ પ્રકારની રખડપટી વિષે એ કહેતો, ‘આવું નૈષ્કાંચન્ય લોકસંપર્ક સુલભ બનાવે છે, જે પૈસા અને નોકરચાકરોની દીવાલોથી છેદાઈ જવા પામે છે.’

નાશ પામેલા કિલ્લાઓમાં કે અરબ શેખોના ગરીબ ઘરોમાં લૉરેન્સ પડ્યો રહેતો ત્યારથી અરબી ભાષા એણે શીખી અને રણની કલ્પનાએ પણ ત્યારથી જ તેનું મન ભરી દીધું. એ સપાટ રેતાળ વેરાનની ક્ષિતિજ પર અર્ધ છાયાચિત્રસમો પોતાને તે કલ્પવા લાગ્યો. ચાર મહિને પાછા ફરીને એણે પોતાના સંશોધન પર નિબંધ લખ્યો, જેમાં તે એ ફલિત કરવા મથેલો, કે સીરિયાનું સ્થાપત્ય બાયઝન્ટાઈન અસરથી મુક્ત સ્વતંત્ર રીતે વિકસ્યું હતું. એ નિબંધ પ્રસિદ્ધ કરાવવાની ઘણાની માગણી છતાં એ તદ્દન પ્રાથમિક હોવાનું કહી લૉરેન્સે ના પાડી દીધેલી.

આ નિબંધ વડે ૧૯૧૦ માં ફર્સ્ટ ક્લાસ ઑનર સાથે તે ઑક્સફર્ડ યુનિવર્સિટીમાંથી બહાર પડયો. એની બહુશ્રુતતા વિષે તો કહેવાય છે કે ઑક્સફર્ડ યુનિયનના પુસ્તકાલયનું એકેએક પુસ્તક એણે વાંચ્યા વિનાનું નહોતું મૂક્યું. યુદ્ધનિર્માણ ઉપર તો કોઈ ચુનંદા સેનાપતિનું પણ ભાગ્યે હોય એવું સમૃદ્ધ એનું વાંચન હતું. પંદર સોળ વર્ષની જ વયે એણે ક્રીસી ને નેપિયર, મૅહન ને હેન્ડરસન વાંચી નાખેલા. ત્યાર પછી ક્લોઝવિટ્ઝ, યોમિની, ગોલ્ટ્ઝ ને ફૉશ વગેરેની યુદ્ધકળા પરની કૃતિઓ વાંચી જઈને નેપોલિયનના પત્ર-વ્યવહારના પણ બત્રીસે બત્રીસ ભાગ ઉથલાવી ગએલો. પણ એથી એકલાં યુદ્ધને લગતાં પુસ્તકોમાં એને રસ હતો એમ નહિ. પ્રાચીન-કવિતાથી માંડીને અદ્યતન રાજકારણ સુધીના સઘળા વિષયોનો તે શોખીન હતો. રોજનાં ૭ પુસ્તકો તે વાંચી નાખતો. રાતે જમીન પર ચટાઈ પાથરીને છાતીએ પડીને વાંચ્યા કરતો ને વાંચતાં વાંચતાં જ ઊંઘી જતો.

પોતાની વિચક્ષણ પ્રતિભા લૉરેન્સે વહેલી જ સાબિત કરી આપી હતી, એટલે પુરાતત્ત્વના વધુ અભ્યાસ અર્થે એને શિષ્યવૃત્તિ આપવામાં આવી અને ડૉ. હૉગાર્થ સાથે યુફ્રેટિસના પ્રદેશમાં વધુ સંશોધન અર્થે એ ઉપડયો. પુરાવશેષોનાં ખોદાણોનું વૈજ્ઞાનિક જ્ઞાન મેળવવા હૉગાર્થે પછી તેને કાયમ મુકામે ફ્લીન્ડર્સ પેટ્રીના પડાવમાં મોકલી આપ્યો. ૧૯૧૪ સુધી ત્યાં એ ફોટોગ્રાફી કરતો, શિલ્પકૃતિઓ ઉથલાવતો ને શિલાલેખોના ઉતારા કરતો રહ્યો. એ અરસામાં જ એ સીરિયા ને પાલેસ્ટાઈન ઉપરાંત મેસોપોટેમિયા, એશિયા માઈનૉર, મિસર, ગ્રીસ વગેરે મુલકો પણ ખુંદી વળ્યો. રાતા સમુદ્રની આખી રણકંઠાર તો એને ખુલ્લી કિતાબ સમી બની ગઈ. એની સંશોધક પ્રતિભાથી ઑક્સફર્ડ યુનિવર્સિટી રળિયાત થઈ, એના સંઘરેલા નમૂનાઓથી બ્રિટિશ મ્યૂઝિયમ સમૃદ્ધ બન્યું અને પ્રાદેશિક અવલોકને બ્રિટિશ યુદ્ધકચેરીની પણ અમૂલ્ય આવશ્યકતા પૂરી પાડી.

લૉરેન્સના કહેવા પ્રમાણે એના જીવનનો સુખીમાં સુખી ગાળો આ જ હતો. અને તે એણે જે સંશોધ્યું એને નહિ, પણ એણે એ ચાર વર્ષ દરમિયાન જે જોયું ને અનુભવ્યું તેને આભારી હતો. પારતંત્ર્યથી ફાલી રહેતી બરબાદી અરબ પ્રજામાં એણે મૂર્તિમંત જોઈ, આઝાદી માટેનો એનો તરફડાટ પણ એણે તટસ્થવૃત્તિએ નિહાળ્યો, અને એમના હામી બની તુર્ક ધોંસરોમાંથી તેમને છોડાવવાની એણે હામ ભીડી. અરબજીવન સાથે એ ઓતપ્રોત થવા માંડ્યો અને આખરે પાશ્ચાત્ય પોશાકનો પણ ત્યાગ કરી અરબ વેશભૂષા એણે અપનાવી. એને નહોતું કોઈ વ્યસન કે નહોતો કોઈ શૉખ. ઘણાંકો કહે છે તેમ અરબ આઝાદીની ધૂનમાં જાતીય લાગણીથી પણ તે રહિત (sexless) થઈ ગયો હતો; એ કહેતો, 'સુખ અને દુઃખ એ તો વ્યક્તિગત નિર્ણય પર જ નભે છે.'

ગયું મહાયુદ્ધ ફાટ્યું ત્યારે લૉરેન્સ ઑક્સફર્ડમાં હતો. સર લીઓનાર્ડ વૂલી સાથે મળીને એણે કરેલા સંશોધનનું એ વખતે એ ટાંચણ કરી રહ્યો, જે ટાંચણ પાછળથી પાલેસ્ટાઈન એક્સપ્લોરેશન ફંડમાથી ઈ. સ. ૧૯૧૫મા '*The Wilderness of Zin*' નામક પુસ્તકરૂપે બહાર પડ્યું.

હજુ યે યુદ્ધ કરતાં પુસ્તકોમાં તે વધુ રસ લઈ રહ્યો હતો, કારણ તેને લાગતુ હતું કે પોતાને યુદ્ધમાં ઉતરવાની તક મળશે તે પહેલાં તો યુદ્ધ કદાચ આટોપાઈ જશે. પણ એમ ન થયું, ને યુદ્ધ લંબાયું. એનાથી હવે ન રહેવાયું, અને સર ફ્રેટ હેડલે પાસે પહોંચી પોતાને યુદ્ધખાતામાં જોડવાની એણે માગણી કરી. અઢાર વરસના દેટ વગરના એ તરુણને જોઈ હેડલે તો હેરત પામી ગયો. લૉરેન્સે જ્યારે પોતાનું નામ કહ્યું ત્યારે જ એને ઉપજેલો અદેશો આખરે દૂર થયો.

સર હેનરી રોબીન્સન ત્યારે હુકમદાર હતો. લૉરેન્સ તેને

બેલજીયમનો નવો નકશો બતાવવા માંડયો ત્યાં તે તુમાખીથી બોલ્યો, 'હું તમારા અફસર જોડે વાત કરવા માંગુ છું.' લૉરેન્સે હેડલેને આ વાત કરતાં લૉરેન્સ યુનિફૉર્મ ગેઝેટ થાય ત્યાર પહેલાં જ આર્મી ઍન્ડ નેવી સ્ટોર્સમાંથી એને યુનિફૉર્મ આણી આપી સેકન્ડ લેફ્ટેનન્ટ બનાવી દીધો.

૧૯૧૬ માં રશિયનોએ અર્ઝરૂમ સર કર્યું ત્યારે લૉરેન્સને જાસુસી ખાતામાં મેસોપોટેમિયા મોકલવામાં આવ્યો. એ વખતે લૉરેન્સને અરબ બળવાની શકયાશકયતા વિચારવાનો સરસ મોકો મળી ગયો. એવામાં તુર્કી પણ જર્મનીને છાબડે બેઠેલું હતું. એટલે કિચનરે લાલ કિનારાની સત્રળી નિગેહબાનીની યોગ્યતમ વ્યક્તિ તરીકે લૉરેન્સ પર જ નાખી અને એ જવાબદારીએ જ કીર્તિ અને પ્રસિદ્ધિથી સંતાતા ફરતા એ જુવાનને જગબત્રીસીએ ચડાવ્યો.

તુર્કીનો તેના સામ્રાજ્ય સાથેનો સંબંધ T આકારે રેલવેથી હતો. તેમાં કૉન્સ્ટાન્ટીનોપલથી બગદાદ સુધીની રેલવે લાઇન અધૂરી હતી. બીજી લાઇન રાતા સમુદ્રને કાંઠે કાંઠે મદીના સુધી જતી હતી. તુર્કોએ કુતમાં ટાઉનશેન્ડના લશ્કરને ઘેરી લીધું હતું. તેને છોડાવવાનું કામ કૅપ્ટન હર્બર્ટ સાથે લૉરેન્સને માથે આવ્યું. તુર્કોએ બદલામાં દસ લાખ પૌંડ ને પોતાના કેદીઓ પાછા માગ્યા. એટલાં નાણાં તથા જખમાએલા કેદીઓને બદલે સાજા કેદીઓ સોંપી દઈ ઈંગ્લંડની એક રાષ્ટ્ર તરીકે જગતમાં હાંસી કરાવવાની વિરુદ્ધમાં લૉરેન્સ પડ્યો, પણ તેનું કંઇ ચાલ્યું નહિ. જો કે બ્રિટને આ પ્રસંગ પર કડક સેન્સરશિપ રાખી, પરંતુ તુર્કોએ આખી દુનિયામા આ સમાચાર ફેલાવી દીધા.

લૉરેન્સને પોતાની તક હવે પાસે આવતી જણાતી ગઈ, પરંતુ અરબ બંડના એના વિચારને જનરલ સ્ટાફ હસી કાઢતો. કોઈ કોઇને તો એના એ વિચારમાં દેશદ્રોહની ગંધ પણ આવતી હતી.

છતાં લૉરેન્સ તો દસ દિવસની રજા લઈ હેજાઝ સરી ગયો. ત્યાંના શાસક હુસેનના પુત્ર ફૈઝલ પર તેની આંખ ઠરી હતી અને તેના દ્વારા છિન્નભિન્ન અરબ પ્રજાને તેને રાષ્ટ્રૈક્ય અપાવવું હતું. બ્રિટિશોએ પણ અરબ સહાય મેળવવા પ્રયાસો આદરી દીધા હતા, છતાં મક્કાના શરીફે અખાતમાં ઊતરેલા બ્રિટિશ સૈન્ય પ્રત્યે ઉપેક્ષા જ બતાવી હતી. જ્યારે તુર્કો તો રાબેગને રસ્તે આગળ વધી રહ્યા હતા

અરબોમાં એ વખતે ત્રણ પક્ષો હતા. એક અલીના હાથ નીચે, બીજો અબ્દુલ્લાના હાથ નીચે, અને ત્રીજો ફૈઝલના હાથ નીચે. જેમ જેમ પરિસ્થિતિ ગંભીર બનતી ગઈ તેમ તેમ લૉરેન્સની યોજનાનું મૂલ્ય સમજાતું ગયું. ફ્રેન્ચોએ પણ અરબોની કમબોસી કરવા માંડી અને બ્રિટન તરફથી પણ લૉરેન્સ અને સ્ટોર્સે જિદ્દામાં અબ્દુલ્લાની મુલાકાત લીધી ત્યાંથી લૉરેન્સ રાબેગ જઈ અલીને મળ્યો અને ત્યાંથી અરબ આરો ને મિશર પહેરી ગતોગત ઊંટ ઉપર જઈ બીજે દિવસે હામરા પહોંચી ફૈઝલને મળ્યો.

પરંતુ હજુ સુધી બધી વાતો જ ચાલતી હતી ફખ્રી પાશા મદીનાથી આગળ વધી રહ્યો હતો. જ્યારે આ બાજુ હજુ પ્રતિકારની કશી તૈયારી ન હતી. હજુ યે અરબોમાં કેટલાક તુર્કોનું સમર્થન કરી રહ્યા હતા અને એમનામાં વહેંચાએલી હજારો ગઈફ્ટો અદ્રશ્ય થઈ ગઈ હતી—મોટે ભાગે તુર્કોને વેચાઈ ગઈ હતી. મૅકમેહન પછી ઇજીપ્તના હાઈ કમિશનર તરીકે આવેલા વિનગેટે મક્કાના શેરીફને ગમે તે એક માર્ગ પસંદ કરી લેવાનું આખરનામું મોકલ્યું, છતાં એણે કશો જ સ્પષ્ટ ઉત્તર ન આપ્યો.

•

નેપોલિયને કહ્યું છે, "યુદ્ધમાં 'માણસો'નું નહિ પણ 'માણસ' નું જ સાચું મહત્ત્વ છે," અને તે યથાર્થ છે. લૉરેન્સે

પાણી માફક સોનું વહેવડાવી માણસો સાધ્યા અને ફૈઝલને સાથે લઈ લાલ સમુદ્રને કિનારે વેજ તરફ કૂચ શરૂ કરી. જ્યાં ત્યાં તુર્કો સામે અસંતોષ સળગાવી આગળ વૃધ્યે જતા એ અંગ્રેજ મહત્ત્વાકાંક્ષીને પોતાની જાતમાં એટલી શ્રદ્ધા હતી કે બ્રિટિશ બ્રિગેડની મદદ સુદ્ધાં તેણે ન માગી. બીમાંએ એમાં લૉરેન્સની અંગત મહત્તાનું પ્રકટીકરણ જોયું, અને એક રીતે તે સાચું યે હતુ, કારણ લૉરેન્સને અરબો બ્રિટિશોના હાથમાં યે જવા દેવા નહોતા ને ફ્રેન્ચોના હાથમાં યે નહિ.

૫૧૦૦ ઊંટસવારો ને ૫૩૦૦ પાયદળના સૈન્ય સાથે ભૂખ અને તરસનો ત્રાસ સહન કરતો એ રેતાળ મુલકમાં જેમ જેમ તે આગળ વધતો ગયો તેમ તેમ જુદા જુદા કબીલાની મદદ એને મળતી જ રહી. તુર્કોએ હેજાઝમાંનું પોતાનું લશ્કર પાછું બોલાવી લીધું. એવામાં કાઈરોમાં વાયરલેસથી જમાલ પાશાનો સંદેશો પકડાઈ ગયો, જેમાં મદીનામાં રોકાએલું લશ્કર પાલેસ્ટાઈન બોલાવી લેવાનું લખ્યું હતું. લૉરેન્સ પર આ બાતમી મોકલવામાં આવતાં ફૈઝલને રેલવે લાઈન ઉડાડી મૂકવા રાખી એ તરત અબ્દુલ્લાની મદદમાં મદીના ઊપડ્યો. એ વખતે એને સખત મરડો થયો હોઈ, રસ્તામાં બે વખત તો બેભાન થઈ ગયો હતો. અબ્દુલ્લાને સંદેશો આપતાં જ તે પડી ગયો. દસ દિવસની સારવાર પછી તબિયત કંઈક સુધરી

મદીના જીતવા કરતાં તેને જોડતી રેલવે ઉડાડી દેવાનું લૉરેન્સને વધુ મહત્ત્વનું લાગ્યું ને થોડાક માણસો સાથે લઈ મદીનાથી આવતી ટ્રેનને મદારીઝ પાસે ઉડાવી દેવા તે નીકળ્યો. પણ ટ્રેન ઉડાવી ન શકાઈ. લૉરેન્સ એથી ઉલટો વધુ ખુશ થયો, કારણ પાછળથી એને ખબર પડી કે એમાં મદીના છોડી જતાં સ્ત્રીઓ અને બાળકો જ હતાં. ત્યાંથી દમાસ્કસ જઈ તુર્કો વિરુદ્ધના બળવાખોરોને એ મળ્યો. પરંતુ એના આગમનની ખબર પડી ગઈ અને એના માથા સાટે મોંઘી કીંમતના પોસ્ટરો દમાસ્કસમાં ચોડાયાં. લૉરેન્સ ત્યાંથી રાતોરાત

નાસી છૂટયો અને મહિના દિવસમાં તો અકાબા જીતી લીધુ બ્રિટિશ સામ્રાજ્યની ગરદન જેવી સુએઝની નહેર પર પડનારા કાપનો ભય આથી નાબૂદ થયો ને તુર્કીની પીઠમાનુ અરબ બડનું બારૂ વધુ વણસતુ ગયુ.

આ અકાબાને તુર્કોથી કેમ છોડાવવુ ને ત્યાથી પેઠે કેમ ટકી રહેવુ એ જનરલ ઍલેન્બીને સવાલ થઈ પડ્યો હતો ત્યારે લૉરેન્સે એ પાર પાડી આપ્યુ સીનાઈ પર્વતના સીધા ચઢાણ ચઢના માણસો ને ઊંટો થથરી ઊઠતા હતા ને સુએઝના અખાતમાંથી આવતા પવનના ઠંડા સપાટા ઠારી દેતા હતા, છતા લૉરેન્સે નિર્ભીકપણે ઝપલાવી દીધુ પછી તો બીરશાબા જીત્યુ અને તુર્કોને જેરિકોથી દૂર હઠાવી મૃત સરોવરની ઉત્તરે આવેલો જોર્ડન ખીણનો બધો પ્રદેશ સુરક્ષિત બનાવ્યો તુર્કો એનાથી હવે ભૂતની જેમ બીવા લાગ્યા તેમાયે જમાલ પાશાની ટ્રેન લૉરેન્સે ઉડાવી ત્યારથી તેના માથાની કીમત અનેકગણી વધી ગઈ હતી

ત્યાથી જુદા જુદા થાણા સર કરતો જઈ તે દમાસ્કસની દક્ષિણે દસ માઈલ લગી આવી પહોચ્યો એની લશ્કરી કુનેહ તો ત્યા જણાઈ આવે છે કે સર આર્ચિબાલ્ડ મરેએ ગાઝા પર હલ્લો કરી ૩૦૦૦ માણસોના ભોગે ૧૭૦૦ તુર્કોને મારી હઠાવેલા ત્યારે લૉરેન્સે આ ગાળામા ફક્ત ૨ જ માણસોના ભોગે ૧૨૦૦ તુર્કોને મારી હઠાવેલા દરાનુ રેલવે જંક્શન એણે એમ્લાએ હિંમતપૂર્વક ઉડાડી દીધેલુ અને ઍલેન્બીને તુર્કો સામેના મોરચાની સઘળી ભૂમિકા પણ એણે જ તૈયાર કરી આપેલી. ઍલેનબી પણ એની પ્રતિભા પર મુગ્ધ થયો હતો ને એને નાણાંની, સરંજામની, વગેરે જે મદદ જોઈએ તે છૂટથી મોકલાવી આપતો હતો

કોઈ પાશ્ચાત્યે વ્યક્તિગત રીતે પૂર્વમાં કદિ ન જમાવેલી હોય એવી સત્તા લૉરેન્સે આ રીતે જમાવી હતી એનુ કારણ એક જ

હતુ અરબોમા એણે મૂકેલો વિશ્વાસ અને એવા જ વિશ્વાસનું એણે સામુ કરેલુ સપાદન શિરના ભાન વિનાની એ ચુસ્ત વ્યક્તિ વાદી પ્રજાને પ્રતીતિ થઈ ગઈ હતી કે લૉરેન્સ એમને માટે પ્રમાણિક પ્રયાસો કરી રહ્યો હતો ગોરી ચામડીનુ ગુમાન રેગિસ્તાનની એ ઓલાદ વચ્ચે એણે ઓગાળી નાખ્યુ હતું આમ રગદ્વેષની દીવાલ નાબૂદ કરી, પ્રેમ અને સેવાભાવથી લૉરેન્સ અરબોના દિલમા સમાઈ ગયો હતો

એની લડતની રીત પણ અનોખી હતી લાવલશ્કર સાથે મોરચો જમાવવા કરતા તુર્કોના મોરચા પાછળ છાપા મારી મારીને મુખ્ય હુમલો કયી દિશાએથી આવશે એના નિર્ણયમા એ તેમને અચોક્કસ બનાવી દેતો ફૈઝલ ઘણીવાર એની નીતિ સમજવામા નિષ્ફળ નીવડતો ને મુનેહ કરવા તત્પર થઈ જતો પણ લૉરેન્સ એક અરબ કરતા પણ વધુ લાગણીથી એને સમજાવતો અરબ પ્રજાની આઝાદી એ એકમાત્ર તેનુ ધ્યેય હતુ તુર્કોએ એના મસ્તક માટે ઇનામ કાઢેલુ પરતુ રણના એ મશાલચીનુ મસ્તક તો સદા અરબોનુ જ ભાગીદાર રહ્યુ

એ આગળ વધતો જ ગયો દમાસ્કસ પહોચતા લા લાલ ભડકા દેખાયા એ સળગતુ હતુ ખાલી કરી જતા જર્મનોનુ એ પરાક્રમ હતુ સૂરજ ઊગતા તો સુબ્હોશામ શમ્સોકમરની રોશનીમા ઝગમગી ઊઠતા દુનિયાના એ પ્રાચીનતમ નગરમા એ પ્રવેશ્યો ને હરમે માથી તેના પર ગુલોનો વરસાદ વરસવા લાગ્યો એલેનબી આવી પહોચતા સુધી તેણે એ કબજે રાખ્યુ ભૂખે મરતા લોકોને તુર્કોના કોઠારોથી તૃપ્ત કર્યા પછી તાર ને રેલવે પાછા શરૂ થયા નવી ચલણી નોટો છાપવામા આવી અને લૉરેન્સે ફૈઝલ વતી શુક્રીને સીરિયાનો 'એક્ટિંગ મિલિટરી ગવર્નર' જાહેર કર્યો

ત્યાથી આગળ વધતા ૨૦૦ માઈલ પરનું અલેપ્પો જિતાયુ અને

પછી મુસ્લીમિયા સ્ટેશન જીતી બગદાદ અને સીરિયન રેલવે પર કબજો મેળવી તુર્ક લશ્કરને અટૂલું કરી નાખવામાં આવ્યું. એ પછી બે જ દિવસ રહી તુર્કોએ યુદ્ધ આટોપી લીધું, અને ૧૧ દિવસ રહીને જર્મનીએ પણ શસ્ત્રો હેઠે મૂક્યાં.

તુર્કીને પહેલેથી છેવટ સુધી પરાજય તરફ હડસેલતી ગએલી લૉરેન્સની આ કામગીરી આકસ્મિક નહોતી, તેમ ઉતાવળી યે નહોતી. એ કામગીરી સાદ્યંત પાર ઉતારતાં તેને પૂરાં સાત વરસ લાગેલાં. ઘણી વખત તો મોંમાં કોળિયો નાખી ન શકાય એવી રણની લૂખી ઝાળો વચ્ચે તેને રહેવાનું થતું. મરડાથી પીડાવા ને બેભાન થઈ જવા છતાં ઊંટની પીઠ પર એક છાવણીથી બીજી છાવણીએ દોડાદોડ કરવામાં તેને ઉઠાવવો પડેલો શ્રમ તો આપમેળે સમજાય તેમ છે. એની એ કામગીરીને લઈને તો એ 'મક્કાના શાહજાદા'નું બિરુદ અને 'કર્નલ લૉરેન્સ ઑવ અરેબિયા' તરીકે જગતકીર્તિ પામ્યો.

આવી અપ્રતિમ કામગીરી પૂર્ણપણે અહીં નિરૂપવી અશક્ય હોઈ, લૉરેન્સના જીવનમાં રસ ધરાવનારાઓએ એના લખેલા 'Seven Pillars of Wisdom' ઉપરાંત કેપ્ટન લિડેલ હાર્ટના 'The Ghost of Napoleon' અને 'T. E. Lawrence in Arabia and After' એ બે પુસ્તકો તથા એ જ કેપ્ટન લિડેલ હાર્ટે રોબર્ટ ગ્રેવ્ઝની સાથે લખેલું 'T. E. Lawrence to his Biographers' પુસ્તકો ખાસ વાંચી જવાં. જો કે લિડેલ હાર્ટે તેના પર બીજું પુસ્તક લખવાનો પોતાનો ઇરાદો લખી મોકલતાં આઝાદીના આ નિઃસ્પૃહ આશકે તો કહેલું, 'Cape is foolish to go on exploiting my vein. The public will vomit when it feels the surfeit come.'

છતાં આજે તો રણના એ વેરાગી ઉપર જે કંઈ લખાય છે તે અક્ષરેઅક્ષર વાંચવા જનતા ઉત્સુક રહે છે.

મહાયુદ્ધ થાળે પડ્યું. મિત્રરાષ્ટ્રો જીત્યા ને તુર્ક શહેનશાહત ઉથલી પડી. તાતાર જ્યોતિર્ધર કમાલ પાશાએ ક્રાંતિનો ઝંડો હાથ ધરી, સડેલાં અંગોસમાં અરબ પ્રદેશો તુર્કીથી છેદી નાખ્યા ને તેની નવરચનાનો પાયો નાખ્યો. આ છેદાઈ ગએલાં રાષ્ટ્રોનું આખું અરબ સમવાયતંત્ર ઊભું કરવાની સંભાવના ઊભી થઈ.

લૉરેન્સનો અજ્ઞાતવાસો હવે જગતને ઉઘાડો બની ગયો હતો. એની કામગીરી પર પ્રશંસાની ઝડી પર ઝડી વરસતી હતી, અને એટલે જ પારીસમાં જગતની પુનર્રચનાના દાવા સાથે એકઠા મળેલ ખેલાડીઓ સમક્ષ ૧૯૧૯ માં ફૈઝલને લઈને લૉરેન્સ ઉપડ્યો ત્યારે અરબ પ્રજા પ્રત્યે હમદર્દી ધરાવતા સઘળાની આશાની મીટ તેના પર કેન્દ્રિત બની હતી. જગત આખાને ત્યારે ઇંતબાર આપવામાં આવતો હતો કે મિત્રરાષ્ટ્રોના આ પ્રતિનિધિ ચાણાક્યો દુનિયામાંથી યુદ્ધને હમેશને માટે હાંકી કાઢી સંપૂર્ણ માનવભાવ વિકસાવશે.

પરંતુ મિત્રરાષ્ટ્રોના ચાવવાના દાંત તો હવે જ ધીમે ધીમે ચમકવા માંડ્યા. પાલેસ્ટાઇન ઉપર અંગ્રેજોની આંખ હતી, સીરિયા ઉપર ફ્રેન્ચોની. અને રખે સીરિયા પચાવતાં કંઈ હરકત ઊભી થાય એ બીકે સુલેહની વાટાઘાટ ચલાવવા બેઠેલા ફ્રાન્સે પહેલેથી જ વીસહજાર સૈનિકોને સીરિયામાં ઉતારી દીધા.

લૉરેન્સ ફૈઝલને પ્રથમ લંડન લઈ ગયો. એણે અરબ વેશ જ પરિધાન કરેલો હતો. ફૈઝલને બકિંગહામ પેલેસ તરફ લઈ જતી વખતે એ માટે તેને સવાલ પણ થએલો કે, 'તાજના પ્રજાજન અને અફસર હોવા છતાં તમે આ વિદેશી પોશાક કેમ પહેર્યો છે?' લૉરેન્સે જવાબ આપેલો, 'એક માણસને જ્યારે બે માલિકોની સેવા બજાવવાની હોય છે ને તેમાંના એકનો તો કોપ જ વહોરવાનો હોય છે, ત્યારે સારાંમાં સારૂં એ છે કે વધુ શક્તિશાળીનો કોપ વહોરવો. હું અમીર ફૈઝલના દુભાષિયા તરીકે અહીં આવ્યો છું, ને તેનો પોશાક આ છે.'

ફૈઝલને ઈંગ્લાંડ દેખાડી લૉરેન્સ તેને સુલેહ પરિષદમાં લઈ ગયો. ફ્રાન્સમાં એ વખતે મગરૂર મુત્સદ્દી ક્લેમેન્શૉનું શાસન હતું. એણે પહેલેથી ફૈઝલ પ્રત્યે અણગમો બતાવવા માંડ્યો. લૉરેન્સની વાત કોઈએ ન્યાય્ય માની હોય તો તે લૉઈડ જ્યોર્જે, અને લૉરેન્સના કહેવા પ્રમાણે, સુલેહ પરિષદમાં એ જ એક એવો આદમી હતો જે પોતાના દેશની ઈચ્છાનુસાર નહિ પણ સત્યની રીતે વર્તવા તૈયાર હતો. લૉઈડ જ્યોર્જને તેણે અરબ પ્રશ્ન સમજાવીને બેસી ન રહેતાં તેનો ઉકેલ પણ બતાવ્યો. પરંતુ સુલેહ પરિષદને ન્યાયની કશી પડી નહોતી. એને તો યુદ્ધાંતે નધણીઆતા બનેલા મુલ્કોની લુંટના ભાગલા જ વહેંચવાના હતા.

પરંતુ ઈ. ૧૯૨૦ માં દમાસ્કસમાં મળેલી અરબ કોંગ્રેસના નિર્ણય પ્રમાણે ફૈઝલે પોતાને સીરિયાનો રાજા જાહેર કરી દીધો અને અબ્દુલ્લાએ પોતાને ઈરાકનો. આ ખબર પડતાં જ લૉર્ડ કર્ઝને તેમને સાન રેમો કૉન્ફરન્સમાં બોલાવ્યા ને છેલ્લો નિર્ણય સંભળાવી દીધો કે, સીરિયા પર ફ્રેન્ચોનું શાસન રહેશે, અને મેસોપોટેમિયા તથા પાલેસ્ટાઈન પર બ્રિટિશોનું. એ વર્ષના માર્ચમાં ફૈઝલે રાજપદ સ્વીકારેલું અને જુલાઈમાં તો તેને તેનો ત્યાગ કરવો પડ્યો.

ફૈઝલને થએલો આ અપકાર લૉરેન્સ માટે છેલ્લા કટોરા સમો હતો. ફ્રેન્ચોએ તેને દમાસ્કસમાંથી કાઢી મૂક્યો ત્યારે લૉરેન્સે એક કૂતરાને ફ્રેન્ચ માનચાંદ લટકાવી ઑક્સફર્ડની શેરીઓમાં ફેરવ્યો. ફૈઝલને થએલો અન્યાય લૉરેન્સનો સઘળો ભૂતકાળ અપ્રમાણિક ઠરાવતો હતો. જે પ્રજાની સાથે ખભેખભા મેળવી 'એકાત્મતાથી એ લડેલો' એ પ્રજાને પણ તેની સઘળી સિદ્ધિઓ દ્રોહમાં ખપતી લાગી. આ વ્યથા રાતદિન તેનું દિલ કોરવા લાગી.

એવામાં વિન્સ્ટન ચર્ચિલ બ્રિટનના પરદેશખાતાનો મુખ્ય બન્યો. લૉરેન્સનું મહત્ત્વ એ પૂરેપૂરું જાણતો હોઈ તેને પરદેશખાતામાં

લઈ લીધો. લૉરેન્સની અફળ ગએલી પ્રમાણિકતા પ્રત્યે એ દિલસોઝ બન્યો. સીરિયા ફ્રેન્ચોને અને પાલેસ્ટાઈન તો બ્રિટનને હાથ ગએલાં જ હતાં, પણ હજુ મેસોપોટેમીઆ અને ટ્રાન્સજોર્ડન બાકી હતાં. ફ્રેન્ચોએ ફગાવી દીધેલા ફૈઝલને લૉરેન્સે મેસોપોટેમિઆ અપાવ્યું. જ્યારે અબ્દુલ્લાને ટ્રાન્સ-જોર્ડન. અને આ રીતે પોતાના ભગ્ન આદર્શનો તેણે જીર્ણોદ્ધાર કર્યો.

સંસ્થાનોને લગતા ખાતાના સલાહકાર તરીકેના પોતાના હોદ્દાનું રાજીનામું છેલ્લા મહિનાનો પગાર લીધા વિના જ આપી દઈ, પોતાની નિર્વ્યાજ સેવા પર લાગેલા કલંકથી જલતા લૉરેન્સે પોતાના તપોભંગના પ્રાયશ્ચિત્તરૂપે જાહેરજીવનમાંથી પોતાની જાતને ખેંચી લીધી. પ્રમાણિકપણે પોતાનું ગુજરાન શક્ય બનાવવા એણે સાહિત્યની દુનિયા તરફ નજર માંડી અને કેટલાંક સામયિકોમાં નનામા લેખો મોકલ્યા, પણ સઘળા જ પાછા આવ્યા. આ જ કાળ એની મુફલિસીની પરિસીમાસમો હતો. એનાં કપડાં સુદ્ધાં ફાટી જઈ તે ચીથરેહાલ બન્યો હતો. અરબોના એક વખતના એ બેતાજ બાદશાહને, મક્કાના શાહજાદાને, એક ટંક ભોજન મેળવવાના પણ સાંસા હતા; અને એક વખતના ભોજન માટે ઘણીવાર પોતાને જમવા તેડી જાય એવો કોઈ મિત્ર મળી જવાની આશાએ ડયૂક ઑવ યૉર્કના દરવાજા આગળ તે એક મિસ્કીન મિશાલ ઊભો રહેતો.

આ ગેરઇન્સાફ ને મુફલિસીથી હિજરાતા લૉરેન્સે પોતાના જીવનસર્વસ્વસમી અરબ આઝાદીની લડતની કથાને અંતે શાહીમાં રેલાવવાનું નક્કી કર્યું. એ વીરના વીરોચિત કાર્યનું એ અમર સ્મારક તે 'Seven Pillars of Wisdom.' જગતનાં અમર પુસ્તકોમાંની એ એક કૃતિ ગણાય છે, અને તેનું નિર્માણ કરવાની, હૉગાર્થના

કહેવા મુજબ, લૉરેન્સની ઇતિહાસ પ્રત્યેની ફરજ જ હતી. બે વખત તો એ ખોવાતી બચી હતી. અને એમાંથી કમાવાની દાનત લૉરેન્સે પહેલેથી જ નહોતી રાખી. એ પોતે લૉરેન્સ જ મટી ગયો હતો ને ? પુસ્તક ઉપર લેખક તરીકે પોતાનું નામ પણ એણે નહોતું મૂક્યું: એની આવક બધી એણે એક ટ્રસ્ટને સોંપી દીધેલી. એનું બીજું પુસ્તક 'Revolt of the Desert' તેના આ મહાગ્રંથનો જ તારવેલો સારાંશ છે.

અને લૉરેન્સ મટી જઈને, કુમાર વયથી જ પોતાને જેનો શોખ હતો, એ વિમાની ખાતામાં જે. એચ. રૉસના બનાવટી નામે જોડાવા તે અકસબ્રિજ આર. એ. એફ. સ્ટેશન પર પહોંચ્યો.

'આ પહેલાં તમે શું કરતા હતા ?' તેને સવાલ થયો,

'એક સ્થપતિને ત્યાં હતો, સાહેબ', તેણે જવાબ આપ્યો.

'તો આ ખાતામાં કેમ જોડાઓ છો ?'

'દેશને કંઈક વધુ ઉપયોગી થઇ પડવા.'

એને વિમાન ખાતામાં લઈ લેવામાં આવ્યો. પણ ત્યાં એને ઓળખાઈ જતાં વાર ન લાગી. એને દાખલ કરતી વખતે અકડાઈ બતાવનાર સાર્જન્ટ મેજરે પણ પછી એની માફી માગી. પરંતુ એ શિષ્ટાચારથી લૉરેન્સ પર હતો. એ પૅસેજ સુદ્ધાં સાફ કરવા મંડી પડતો. એક દિવસ એમ કરતાં એક સાર્જન્ટ મેજરની નજરે તે પડ્યો ને તેને તેમ કરતો અટકાવી બીજા કોઈ પાસે એ કરવવાનું તેણે કહ્યું. 'શું મને એ-માટે નાલાયક ગણો છો ?' લૉરેન્સે સામો પ્રશ્ન કર્યો ને પાછો પોતાના કામમાં મંડી પડ્યો.

પણ આજનું ધમાલિયું જીવન જિંદગીમાંથી શાંતિ ને નિરાંતનું જે અપહરણ કરતું જાય છે તેણે લૉરેન્સને પણ પોતાના સકંજામાં લીધો. જે. એચ. રૉસનો ભેદ એક છાપાંભરો પામી ગયો ને તેણે

એ વાત જગજાહેર કરી એ જાહુગત માટે એને ત્રીસ પૌન્ડ મળ્યા પણ લૉરેન્સની શાંતિ એણે હરી લીધી હવાઈ ખાતા સાથેના તેના જોડાણ સબધે એટલી અફવાઓ ફેલાવા લાગી કે એરક્રાફ્ટમેન સેકન્ડ કલાસ જે એચ રૉસને પોતાના કામને અગે નહિ પણ પોતાના નામને અગે નામરજીએ છૂટા થવુ પડયુ

પાછુ ટી ઈ શૉનું નવુ નામ અપનાવી ૧૯૨૩ ના માર્ચમા ડોર્સેટ મુકામે બોવિંગટન કૅમ્પમાં એ ટૅન્ક કૉર્પ્સમા દાખલ થવા પહોચ્યો ત્યા નિશાળમા લેવાય છે એવી તેની પરીક્ષા લેવાઈ— 'બોવિગટન કૅમ્પે તેના પર પાડેલી છાપ' ઉપર નિબધ લખવાની

એણે ઈસેકસથી પોતાનો નિવાસ બદલાવી ડોર્સેટમા રાખ્યો ત્યા મિ નો'સ નામના શખ્સની કેટલીક જમીન હતી ને તે પર એક બિસ્માર ઝુપડી આવેલી હતી લૉરેન્સે જમીન સાથે એ ઝુપડી ખરીદી લીધી ને કનાઉડ્ઝ હિલ નામે પ્રખ્યાત થએલો તેનો નિવાસ ત્યા બાધ્યો એ બધાવવા પૂરતા નાણાની જોગવાઈ અર્થે મક્કાના શાહજાદાએ મિત્રદાવે તેને ભેટ આપેલુ સોનાનુ ખજર તેને વેચી દેવુ પડયુ

એનો શૉખ તો વિમાની ખાતાનો જ હતો છતા તે ટૅન્ક કૉર્પ્સમાં જોડાયો એને એક અફસર તરીકે વિમાની ખાતામાં લેવા સરકાર તૈયાર હતી, પણ અફસરપદથી જ એ ઊબકી ગયો હતો એને અફસર થવુ હોત તો કયારનોય થઈ ગયો હોત ને 'પ્રાઈવેટ' ને બદલે 'હિઝ એકસેલેન્સી' બની ગયો હોત પણ મિસરના હાઈ કમિશનરનો કે હિદના વાઈસરૉય સરખા ઓદ્ધાનો અસ્વીકાર કરનાર પાસે એવી આશા રાખી જ શી રીતે શકાય ?

ડૉર્સેટમા લૉરેન્સને આનદ આપી શકે તેવુ કઈ હોય તો ત્યાનું પ્રકૃતિસૌન્દર્ય તથા ટૉમસ હાર્ડી સાથેની મુલાકાતો એ છતા સસ્મરણોની ભૂનાવળ એના મગજ પર કાબૂ જમાવી દેતી ત્યારે તેમાથી છટકવાનું

સ્વોપાર્જિત સાધન પણ એણે ઊભું કર્યું હતું, અને તે મોટર સાઈકલ પર પૂર ઝડપે દોટ મૂકી દેવાનો ઝડપનો એણે કેળવેલો શોખ પશ્ચાદ્જીવનમાં એનો કીમિયો થઈ પડ્યો, કારણ એણે લખ્યું છે તેમ, 'In speed we hurl ourselves beyond the body'*

**અફઘાનિસ્તાનની** અંધારી દુનિયામાં અમીર અમાનુલ્લાહ જ્યારે નવી રોશની ફેલાવવા મથી રહ્યો હતો, અને તેનું વલણ સામ્યવાદી રશિયા પ્રત્યે સાનુકૂળ બનતું જતું હતું એ અરસામાં ૧૯૨૬ ના ડીસેમ્બરમાં લૉરેન્સને હિંદુસ્તાન મોકલવામાં આવ્યો. એ કરાચી ઊતર્યો ત્યારથી જ તેની હીલચાલ પર નિયંત્રણ મૂકવામાં આવ્યું અને એને બરાકોમાં જ પુરાઈ રહેવું પડ્યું, કારણ હિંદી સરકારને તેનામાં વિશ્વાસ ન હતો. અઢાર મહિના આ રીતે વીતાવી તે પેશાવર ઉપડ્યો અને ત્યાં એક અઠવાડિયું ગાળી સરહદ પરના એકલવાયા કિલ્લા મીરાંશાહ તે ગયો. અફઘાનિસ્તાનના એ પછીના કરુણ નાટકમાં લૉરેન્સે શો ભાગ ભજવ્યો એ તો ઇતિહાસ બોલે ત્યારે ખરું, પણ સરહદ પરની તેની હાજરીની બીના અમેરિકન પત્રોમાં પ્રસિદ્ધ થઈ ગઈ ને અફઘાન સરકારે તેને પકડવાનો અગર જ્યાં દેખાય ત્યાં ઠાર કરવાનો હુકમ બહાર પાડ્યો. આથી કાબૂલના બ્રિટિશ પ્રધાન સર ફ્રાન્સીસ હમ્ફ્રીઝના વિરોધ છતાં ૧૯૨૯ માં લૉરેન્સ કરાચી વળી આવ્યો ને તાબડતોબ સ્ટીમર 'રજપુતાના'માં ઇંગ્લેન્ડ ઉપડી ગયો. પોતાને નામે ચડેલા આળોથી તે માહિત હતો. એટલે ત્યાં જઈને સૌ પહેલી એ પોતે સરહદ પર જાસૂસી કરવા નહોતો ગયો તેની ખાતરી ત્યાંની 'ઇન્ડીપેન્ડન્ટ લેબર પાર્ટી'ને કરાવી આપી.

મિત્રોની લાગવગથી ફરી પાછો વિમાની ખાતામાં એને પ્રવેશ મળ્યો, પણ એ શરતે કે તેણે સામાન્ય વિમાની તરીકે રહેવું, વિમાનમાં એટલા ન ઊડવું, ઇંગ્લેંડ કદી ન છોડવું, કોઈ મોટા

માણસની મુલાકાત ન લેવી; વગેરે. ને એ બધી શરતો એણે સ્વીકારી, કારણ મોટાઈની પોકળતાથી તે ત્રાસી ગયો હતો. એક અમેરિકન પેઢી તરફથી 'ઓડીસી'નું ભાષાંતર કરવાનું એણે સ્વીકાર્યું, જેમાં પ્રવૃત્ત રહેતાં પોતાના પૂર્વજીવનની તમામ સ્મૃતિઓ દફનાઈ જવાની એને આશા હતી.

આજે જ્યાં આર. એ. એફ. કૅડેટ કૉલેજનું ભવ્ય મકાન ઊભું છે, ત્યાં લિંકનશાયરમાં ક્રેનવેલ મુકામે લૉરેન્સ ફરી વિમાની ખાતામાં દાખલ થયો. એના પર લાદવામાં આવેલી કડક શરતોને લઈને, મોટર સાઈકલ પર ઝડપના વધુ ને વધુ અખતરા કરતા જવાનો એકમાત્ર આનંદ તેને રહ્યો હતો.

ત્યાં એક વખત એક મોટર તેણે રસ્તામાં અટકી પડેલી જોઈ. એને ચાલતી કરવા મદદ કરવા જતાં તેનો જમણો હાથ ભાંગ્યો. કંઈ જ બન્યું ન હોય એ રીતે સ્વસ્થ રહી તેણે ડાબા હાથે જોર અજમાવી મોટર ચાલુ કરી આપી ને મોટરિસ્ટને એક શબ્દ કહ્યા વિના પોતાને રસ્તે પડ્યો. પોતાના દેહ પર આવો સંકલ્પશક્તિનો વિજય કેળવતાં તો તે નાનપણથી જ શીખ્યો હતો.

ઝડપના આ અખતરાઓએ જ જગતથી વિરક્ત બનેલા આ મહાનુભાવને જીવનથી વિરક્ત બનાવ્યો. પૂર ઝડપે જતી એની મોટર સાઈકલ સામે આવી ગએલા એક બાળકને તરી નીકળી જવાનો પ્રયાસ કરતાં એણે કાબૂ ખોયો ને મોટર સાઈકલ પરથી ઊડી પડ્યો. જે ખોપરી પર લાખોનાં દામ ન્યોચ્છાવર થતાં એ ખોપરી તૂટી ગઈ અને ૧૪૨ કલાકની બેશુદ્ધિ પછી ૧૯૩૫ ના મે માસની ૧૯ મી તારીખે તેના જીવનનાટક પર છેવટનો પડદો પડી ગયો. એ નિર્વ્યાજ સેવાભાવી પોતાનું મૃત્યુ પણ એવું જ નિર્વ્યાજ માગતો ગયો હતો કે, 'મારી સ્મશાનયાત્રામાં મારા અંગત મિત્રો સિવાય બીજા

કોઈએ ભાગ ન લેવો અને મારી કબર પર કોઈએ ફૂલ ન વેરવાં.'

આજે તો કર્નલ ટી. ઈ. લૉરેન્સનું જીવન એક દંતકથાસમું બની ગયું છે. પણ જે જોમ ને આરઝૂથી બ્રિટિશ સલ્તનતને સ્વાતંત્ર્યના એ કલ્પદ્રષ્ટાએ પોતાની સેવા સમર્પી, અને એ બધું જ પોતાની સગી આંખે અફળ જતું નિહાળી રહી પોતાના આદર્શના જે ભૂકા એણે ઊડતા જોયા અને જીરવ્યા, એણે એનું આખું જીવન એક કરુણ પ્રશસ્તિસમું બનાવી દીધું હતું. સંગદિલ રાજદ્વારીઓએ દીધેલા એના એ જાજ્વલ્યમાન પૂર્વજીવનનાં સંસ્મરણોએ એ હમેશ માટે સીઝાતો રહ્યો. આદર્શના ખંડિયેરના એ ફકીરની પ્રમાણિક નિષ્ઠા અને નિઃસ્પૃહ સેવા પ્રત્યે આપણે માનની નજરે ન જોઈ શકીએ તો તે આપણું જ કમભાગ્ય ગણાવાં જોઈએ.

એ જીવ્યો એ જાજ્વલ્યમાન કારકિર્દીની ભવ્યતા, અલબત્ત, તે પોતાના 'Seven Pillars of Wisdom'માં સમાવતો ગયો છે. જો કે ઘણાકોએ તો એમાં પણ એની આત્મપ્રશંસા ઊતરવાનો ભય સેવેલો, પણ એવું કશું બનવા નથી પામ્યું. પોતાને ગૌણ સાધનપદ આપી સાધ્યનું જ એમાં એણે મહત્ત્વ નિરૂપ્યું છે. એ પોતે કુલ નવ વખત જખમાએલો, છતાં એમાં બે કે ત્રણ વાર જ ઉલ્લેખ આવે છે.

પરંતુ કોટના કાણાં વિનાના રહેલા એક જ ગજવામાં માત્ર એક શિલિંગ ને ત્રણ પેન્સની મૂડી સાથે, ફાટેલા પાટલૂન ને તૂટેલા જોડા સાથે ભૂખી હાલતે રઝળતા લૉરેન્સે જીવનના જે અંધારા પાસા સાથે સખ્ય સાધ્યું એનું લોકોત્તર બયાન તો એ પોતાના 'Mint' નામના આત્મવૃત્તાંતના પુસ્તકમાં કરતો ગયો છે. જીવનના એ નાસીપાસ ગાળાની સઘળી કડવીમીઠીઓ એ પુસ્તકમાં સાદ્યંત ઉતારી છે.

પરંતુ એ પુસ્તક વાંચવા આખી દુનિયામાં માત્ર ૭ જ જણ ભાગ્યશાળી થયા છે. કારણ, લૉરેન્સ પોતાના છેલ્લા વસિયતનામામાં આજ્ઞા કરતો ગયો છે કે ઈ. સ. ૧૯૫૦ પહેલાં જાહેર જનતા માટે એ પ્રસિદ્ધિમાં ન મૂકવું, પ્રસિદ્ધકર્તાનો કૉપીરાઇટ સાબૂત રાખવા માટે અમેરિકામાં એ પુસ્તકની માત્ર ૧૨ જ નકલો છાપવામાં આવી હતી. તેમાંની બે નકલો, ત્યાંના કાયદા પ્રમાણે અમેરિકન કૉંગ્રેસની પુસ્તકશાળામાં રાખી લેવામાં આવી છે. બાકીની દરેક પ્રતની વેચાણ કીંમત એક લાખ પૌન્ડ રાખવામાંઆવી છે. બર્નાર્ડ શૉએ' મિન્ટ 'ની હસ્તલિખિત પ્રત વાંચી ભલામણ કરી છે કે, ' તેને નાશ પામતી બચાવવી જોઈએ. '

ગોરાઓની જન્મજાત તુમાખીને લૉરેન્સ કેટલી બધી ધિક્કારતો હતો, એ તો કરાંચીથી એક મિત્રને તેણે લખેલા પત્રમાંનો આ ફકરો વાંચતાં સમજાય છે: ' Believe me, I am ashamed of my race here. They deserve to lose ground in the world for their frivolous ineptitude. '

સૈનિક અને રાજનીતિજ્ઞ, સાધુ અને ફિલસૂફ લૉરેન્સ સફળ સાહિત્યકાર તેમ સફળ કવિ પણ થઈ શકત. તેની પ્રતિભા કવિની હતી અને કવિતા પાછળ એ થોડુંક મથેલો પણ ખરો, પરંતુ પ્રવૃત્તિમય જીવને એ પ્રતિભાને કજળાવી નાખી અને પોતાના હૃદયનો સઘળો ઉદ્રેક તે મિત્રોને પત્રોમાં લખીને ઠાલવવા લાગ્યો. એના પત્રો સદા સાદા, સરળ અને સચોટ રહેતા. એક સમાલોચકના કહેવા પ્રમાણે, એમાંના કેટલાક પત્રો તો જગતના ઉત્તમોત્તમ પત્રસાહિત્યમાં સ્થાન લે તેવા છે, એના પત્રોમાં પણ એ જ વિદગ્ધ કારુણ્યપ્રવાહ વહી રહે છે. એના ઉદ્‌ગમ પર તો એણે પોતે જ એક પત્રમાં પ્રકાશ પાડ્યો છે: ' My letters always end in tears perhaps because the burning out of free

will and self-respect and delicacy from a nature as violent as mine is bound to hurt a bit.'

આવા નાસીપાસ નરસિંહની, આદર્શના એ અવધૂતની, બેફકર જગતને સાચી કીંમત તો લિટેલ હાર્ટ જેવો કોઈ વિરલ ગુણજ્ઞ જ સમજાવી શકે છે, 'Free from pettiness, and free from ambition, immeasurable in understanding, his individualism springs from the wisdom of the ages—the wisdom which reveals that life can endure, and manhood develop, only in an atmosphere of freedom.'

" અય સદાએ નારને નાકૂસ
અય બાંગે અઝાં!
છેડ કોઇ નગમએ
હુબ્બે વતન મેરે લિયે;
રહ ગયા જિન્દા તો ખુશ
જાએગા યહ મરનેકે બાદઃ
થા વતન કે વાસ્તે મૈં
યા વતન મેરે લિયે."

# હિંદના મુહાજિર લાલા હરદયાલ

આવી આહોઝારી કોઈ એકાદે નહિ પણ અનેક ભારતવાસીઓએ માભોમથી વિરહી બનીને અવારનવાર ગુજારી છે અને ગુજારતા રહ્યા છે. વતનની આન પર મતવાલા બની કુરબાન થવા નીકળેલા એવા અનેકોએ પોતાનું ત્યાગી, તપસ્વી અને નિર્ભીક જીવન માભોમનું ફરી મોં જોવાની શકયતા ન રહેતાં વિદેશોના ચરણે ધરી દીધું છે. પણ એવા અનેકો વચ્ચે લાલા હરદયાલનું સ્થાન તો અદ્વિતીય જ છે અને રહેશે. કારણ, એમના સ્વાતંત્ર્યપ્રેમે આખરે સારી માનવતાને સમાવી લેતો વિકાસ સાધ્યો હતો

એ ક્રાન્તિકારી હતા. આજન્મ દિલેર ક્રાન્તિકારી રહ્યા હતા, પણ પોતાના હમવતનીઓ પૂરતી જ એ ક્રાન્તિ મર્યાદિત ન રહેતાં દુનિયાના કોઈપણ ભાગમાં ચાલતું દમન એમને થથરાવી મૂકે એટલી હદે સંવેદનશીલ બની હતી માનવતાના સ્વયંભૂ અને સુસંવાદી વિકાસને ક્ષુબ્ધ બનાવતા એકેએક કારણ સામે એ ઝઝૂમતા. એમનું જીવન એ

શિસ્ત અને સમર્પણનું જ જીવન હતું.

આવા એક સાનુકંપ અને વિકાસશીલ આત્મા પર દુષ્ટે વતનથી સળગતું કયું જિગર ઓવારી ગયા વિના રહે! લાલા લજપતરાય તો હરદયાલનો સદા સગર્વ ઉલ્લેખ કરતા કે, 'એમના જેવો પ્રમાણિક આદર્શવાદી મને બીજો મળ્યો નથી.' લોકમાન્ય ટિળકે પણ પરદેશોમાં રહીને હિંદનું સર્વથાયોગ્ય પ્રતિનિધિપદ સાચવનાર એ આદર્શવાદીમા હિંદની ભાવી આશાઓની પૂર્તિ જોએલી. અને હિંદની ધરતીને ચૂમવા જેટલાં એ પગલાં ખુશનસીબ નીવડ્યાં હોત તો લોકમાન્યની એ ઉમેદ નિઃસંદેહ બર આવત.

દેશની ખાતર પોતાની જિંદગીને પણ હોડમાં મૂકતાં ન અચકાનાર એ સગ્ફરોશ માટે સાવરકર જેવો એવો જ જિંદગીનો જુગારી આ નિરાશા વ્યક્ત કરી શકે, 'અફસોસ! હરદયાલ સરખો પુરૂષ હિંદમાં નથી.' હરદયાલની એ વ્યક્તિગત ગુણમત્તા હતી કે દીનબંધુ એન્ડ્રૂઝથી માંડી જવાહરલાલ સુધીના હિંદના એકેએક રાષ્ટ્રીય કાર્યકર્તાના મોંએથી એમના માટે સરેલા શબ્દો આદરસૂચક જ રહ્યા હતા.

લાલા હરદયાલનો જન્મ ઈ. ૧૮૮૪ માં દિલ્હીના કાયસ્થ કુટુંબમાં થએલો. પ્રાથમિક શિક્ષણ ત્યાંની જ સ્થાનિક સેન્ટ સ્ટીફન્સ હાઈસ્કૂલમાં મેળવી ઉચ્ચ શિક્ષણ મેળવવા માટે લાહોરની ગવર્નમેન્ટ કોલેજમાં દાખલ થયા. પહેલેથી જ વિદ્યાર્થી તરીકેની તેમની કારકીર્દિ એટલી યશસ્વી હતી કે એકેએક પરીક્ષામાં એમનો નંબર પહેલો રહેતો. એટલું જ નહિ. ઈ. ૧૯૦૫માં એમ. એ.ની પરીક્ષામાં પણ આખી યુનિવર્સિટીમાં એ પ્રથમ આવ્યા. એથી ચે નવાઈની બીના એ છે કે એ પરીક્ષાર્થે અંગ્રેજી સાહિત્ય વિષયક એમણે જે નિબંધ લખેલો તે વાંચીને તો ખુદ તેમના પરીક્ષક જ બોલી ઉઠેલા, 'હું પોતે જ આવો

ઉત્તમ નિબંધ લખવાની શકિત નથી ધરાવતો તો પછી એને તપાસું તો શી રીતે ?'

આવી પ્રગલ્ભ બુદ્ધિમત્તાને પોતાના ચક્રો વચ્ચે આંતરી લેવાનો સરકારને પછી મોહ જાગે એમાં શી નવાઈ ? હરદયાલની પોતાની આર્થિક સ્થિતિ કઈ એટલી બધી સદ્ધર ન હતી કે વિશેષ વિદ્યોપાર્જન માટે વિદેશોમા જઈ નાણા ખર્ચી શકે. એટલે સરકારે ૨૦૦ પૌંડની શિષ્યવૃત્તિ આપી, પોતાના જ ચક્રોમા આંતરી લેવા એમને ઇંગ્લાંડ મોકલી આપ્યા

પરંતુ એ પરદેશના પ્રવાસે જ એમના વિચારપ્રવાહને સાચુ જોતા કિનારા બક્ષ્યા અને એયાશી અને આળસની સિવિલ સર્વિસની જજાળ વચ્ચે એ પ્રવાહને લુપ્ત થતો અટકાવ્યો એ બક્ષિસ વડે એમને નવાજનાર તે બીજુ કોઈ જ નહિ પણ હિદમા વિપ્લવવાદના પહેલા ને પ્રખર જ્યોતિર્ધર તથા સ્વામી દયાનદના પટ્ટશિષ્યોમાના એક પંડિત શ્યામજી કૃષ્ણ વર્મા

કચ્છમાં ભણશાળી નામે ઓળખાતી કિસાન કોમમાથી માડવીના સાહસપ્રાણે હિદભરને આપેલી એ અમૂલ્ય અને અવિસ્મરણીય નવાજિશ છે ગાડાખેડુ કોમનો એ ફરઝદ ભારતીય વિપ્લવવાદનો આચાર્ય શી રીતે બની ગયો એ આખી પ્રસગકથા એક રગકથા સમી છે, પણ એના દિલમા ઉઠેલી આઝાદીની ચિનગારી હિદના અનેક અગ્રગણ્ય જુવાન દિલોમા આતશ પૂર્યા વિના ન રહી અને લાલા હરદયાલ તો એના પરિબલ નીચે સૌથી વિશેષ આવેલા

લાલા હરદયાલે ઈ ૧૯૦૬ મા ઇંગ્લાંડ જઈ ઓકસફર્ડ યુનિવર્સિટીની સેન્ટ જોન્સ કોલેજમા આગળ અભ્યાસ શરૂ કર્યો એ અધ્યયનકાળ દરમિયાન ત્યાની પણ પ્રશસા એમણે ઓછી પ્રાપ્ત નહોતી કરી પરતુ એમના અતશ્ચક્ષુ હવે ઉઘડયા હતા કિતાબોના

બોજા કરતા સબળ અને સવેગશીલ બળની અસર નીચે તે આવી ગયા હતા.

હિંદમાં પણ નવજાગૃતિનું પ્રભાત ફૂટી ચૂકયુ હોઈ, રાષ્ટ્રીયતાનો પ્રવાહ વેગ પકડતો હતો. હરદયાલે એ પ્રવાહ આવશ્યક બનાવનાર પરશાસનના ઉદ્ગમ અને વિકાસનો જ અભ્યાસ આદર્યો પાર્લામેન્ટના દસ્તાવેજો પણ એ તપાસી વળ્યા અને ભારતમા સ્થપાએલા અંગ્રેજી રાજ્યની હકુમતના જેમ જેમ ઉંડાણમા એ ઊતરતા ગયા તેમ તેમ અંગ્રેજી ડિગ્રીઓ તરફથી એમનુ દિલ પાછુ હઠતું ગયુ.

એમની સિદ્ધાંતનિષ્ઠા તો પહેલેથી જ હેમ સમી પરિશુદ્ધ હતી. શાહીવાદને જડમૂળથી ઉખેડી નાખવા એ કૃતનિશ્ચય બન્યા, પછી સરકારી શિષ્યવૃત્તિનો સ્વીકાર એમનાથી કેમ થઈ શકે? થોડાએક સમય સુધી તો આ પરસ્પરવિરોધી વૃત્તિઓનું તુમુલ તેમના મનમાં ચાલ્યુ પરતુ આખરે રાષ્ટ્રીયતા વિજયી નીવડી ૧૯૦૭ની આખરે તો સરકારી શિષ્યવૃત્તિ એમણે પાછી ઠેલી દીધી અને શ્યામજી કૃષ્ણ વર્માની અભિનવ ક્રિયાસૂઈની જલદ માત્રા પચાવી હિંદની નાડમાં નવી જ ધબક આપવા માટે એ પાછા હિંદ આવી લાગ્યા

પંજાબ યુનિવર્સિટીએ સમજાવ્યા છતાં કોઈ પણ સંજોગોમાં સરકારી સહાય ન લેવાનો પોતાનો મનોનિર્ણય સ્પષ્ટ સંભળાવી દેનાર અને રાષ્ટ્રોત્યાનની એક જ તમન્નાને દિલમાં ઘર આપી બાકીની સઘળી ને રૂખસદ આપી દઈને ભાવી જીવનથી બિલકુલ બેપરવા બની જનાર ત્રેવીસ ચોવીસ વર્ષના એ તરુણે સ્વયપ્રેરણાથી જ સ્વદેશ આવીને એકેએક વિદેશી વસ્તુનો ત્યાગ આદરી દીધો એટલે સુધી કે સરકારની ટ્રેનમા પણ મુસાફરી ન કરવાની પ્રતિજ્ઞા લીધી!

આમ ફૂલપાથર્યા ભાવી જીવનની કારકીર્દિને લાત મારી લાલા

હરદયાલે કંટકમય માર્ગનો સ્વીકાર કર્યો. એમને સાલી રહી હોય તો એક જ વસ્તુ—જગતના કોઈ પણ મહાખંડ જેટલું જ જને ને પ્રકૃતિએ વૈવિધ્ય ધરાવનો એશિયાના હૃદયસમો આ દેશ પરાધીન રહી જ કેમ શકે ? એ એ પરાધીનતાનાં શૂળોનાં મૂળ સુધી પહોંચ્યા પછી તો એમને એમ જ પ્રતીત થઈ ગયું 'શઠં પ્રતિ શાઠ્યમ્' એ જ જીવન કલહમાં ટકી રહેવાનો સાચો માર્ગ છે. અને એ માર્ગ એમણે છાપાંઓ ને ભાષણો મારફત દેશમાં સર્વવ્યાપી બનાવવા માંડ્યો.

લાહોરમાં સ્વદેશભક્તિની પાઠશાળા એમણે સ્થાપિત કરી, અને તેમાં ગુરુથી યે સવાયા બની એમણે ખુલંખુલ્લાં હિંસા જેવા અંત્યમાર્ગોનો પ્રચાર કરવા માંડ્યો. એમની અંગાર ઝરતી વાણીએ હિંદનાં અનેક જુવાન દિલો પ્રજ્વાળી મૂક્યાં. જે. એન. ચેટરજી અને લાલા દીનાનાથ જેવા એમના શિષ્યો બન્યા અને સઘળા પ્રચારકાર્ય દરમિયાન એમનો નિવાસ હતો લાલા લજપતરાયને ઘેર !

એમની આ પ્રવૃત્તિએ હિંદની સરકારને ભડકાવી મૂકી અને એના ખોફની તલવાર લાલાના મસ્તક પર તોળાઈ રહી. સરકારને બહાનું પણ મળી ગયું. ઈ. ૧૯૦૮માં કન્હાઇલાલ દત્ત અને સત્યેન્દ્ર બોઝે ધોળે દિવસે જેલની અંદર ગોસ્વામીનું ખૂન કર્યું ત્યારે તેની પાછળ હરદયાલની દોરવણી હોવાનું કલ્પી પંજાબ સરકાર એમની પાછળ લાગી. વધુ વખત હિંદમાં રહેવું હરદયાલને ખતરનાક લાગ્યું અને કંઈ પણ અઘટિત બનવા પામે તે પહેલાં તો હિંદનો કિનારો એ છોડી ગયા—હિંદના એકેએક પ્રાણવાન હિજરતી માફક એ જ આરઝૂભર્યે દિલે કે :

> "દિલ ફિદા કરતે હૈં, કુરબાને જિગર કરતે હૈં,
> પાસ જો કુછ હૈ, વહ માતા કી નજર કરતે હૈં;
> ખાને વીરાન, કહાં દેખીએ ઘર કરતે હૈં,
> ખુશ રહો અહલે વતન, હમ તો સફર કરતે હૈં."

લાલા હરદયાલ હિંદ છોડી સીધા શ્યામજી કૃષ્ણ વર્માને જઈ મળ્યા. વર્મા માટે ઇંગ્લાંડમાં વધુ વખત સહીસલામતી ન રહેવાથી તે પારીસ ગયા ને ત્યાંથી અભિનવ ભારતનું પ્રેરણાપાત્ર બનેલું એમનું ' ઇંડીઅન સોશિયાલિસ્ટ ' બહાર પાડવા લાગ્યા. હરદયાલ એ વખતે વર્માની સાથે જ રહી એ પત્રની નિગેહબાની કરવા લાગ્યા પરંતુ એકલા પત્રસંચાલનમાં જ એમની સક્રિયતા પર્યાપ્ત નહોતી રહી એક એક દેશના ક્રાન્તિકાર સાથે સંપર્ક સાધવા માંડ્યો ને પારીસના છૂપા આંતરરાષ્ટ્રીય ક્રાંતિમંડળમાં યે એમનું સ્થાન વજનદાર ગણાવા માંડ્યું પારીસમાં રહી રહી સ્વાતંત્ર્યના એ હિમાયતીએ અનેક દિલોને પોતા તરફ આકર્ષવા માંડ્યા વિદ્યાર્થી વર્ગમાં આવતી કાલની આશાની પૂર્તિ ન્યાળી એ વર્ગમાં યે એમણે પ્રચારકાર્ય શરૂ કરી દીધું

પણ એમને તરત સમજાયું કે એમાંનો મોટો ભાગ પરદેશોમાં જ શિક્ષણ પમાય છે એ ભ્રમણા પર બાપદાદાની મૂડી વેડફનારો જ હોય છે. તવંગર વાલિદોના એ ધ્યેયશૂન્ય પોઢીઆઓથી લપસણી જિંદગીની લિજ્જત સહજમાં છૂટે એમ ન હતી,

આમ વિદ્યાર્થીવર્ગ તરફથી મળેલી નિરાશાથી ને ફ્રાન્સના ખર્ચાળ જીવનથી કંટાળીને હરદયાલ દક્ષિણ અમેરિકાના ફ્રેન્ચ દ્વીપ માર્ટીનિક ચાલ્યા ગયા અને ત્યાંના પોર્ટ દ ફ્રાન્સ નગરમાં રહેવા લાગ્યા એ વખતે એમનું જીવન એકાદ તપસ્વીના જીવન જેવું હતું માસિક માત્ર દસ રૂપિયા જેટલી રકમમાં જ પોતાનો ગુજારો એ ચલાવી લેતા સૂતા પણ એ નગ્નભૂમિ પર અને સમયનો મોટો ભાગ એ વાચન અને ચિંતન પાછળ જ ગાળતા. એમનું એ ચિંતન સામાજિક દુર્વ્યવસ્થાને અંગેનું જ હતું અને પોતાના ચિંતનબળે એ એમાં પરિવર્તન આણવા ઇચ્છતા હતા

એ દિવસોમાં એ બધાને કહેતા રહેતા કે, ' હું સંસારમાં બુદ્ધની માફક નવીન ધર્મની સ્થાપના કરવા માગું છું અને એ માટે બુદ્ધના

જેવું જ જીવન વ્યતીત કરી હું મારી જાતને તૈયાર કરવા માગું છું. એ ઘણીવાર ધ્યાનમાં મગ્ન થઈ જતા અને એ ધ્યાન અક્ષુબ્ધ રહે એ માટે ઘણીવાર પહાડોમાં ચાલ્યા જતા. પરંતુ એમના મિત્રોને હરદયાલ જેવા પ્રાણવાન જવાનની રાષ્ટ્રપ્રવૃત્તિથી વિમુખ થની જતી આ વૃત્તિ રૂચી નહિ ને એમાંથી પાછા વાળવા એમણે સઘળા પ્રયાસો આદર્યા. ખાસ કરીને ભાઈ પરમાનંદના આગ્રહે હરદયાલની એ વૃત્તિને તત્કાલ પૂરતી સ્થગિત કરવામાં અગ્રભાગ ભજવ્યો.

પાસિફિકના કાંઠે વસેલા હજારો હિંદીઓના આગ્રહથી ઈ. ૧૯૧૧ માં હરદયાલ સાનફ્રાન્સિસ્કો ગયા ત્યાં કેટલાક પંજાબી અને બંગાળી વિદ્યાર્થીઓના અનુરોધથી લેલાન્ડ સ્ટૅનફર્ડ યુનિવર્સિટીમાં તેઓ હિન્દી દર્શનશાસ્ત્રના પ્રાધ્યાપક નિમાયા. ભાઈ પરમાનંદે પાછળથી બર્કલે યુનિવર્સિટી તથા બીજાં સ્થાનોએ પણ એમનાં જાહેર વ્યાખ્યાનો ગોઠવ્યાં. એમનાં ભાષા, વક્તૃત્વશકિત તથા યોગ્યતા એટનાં બધાં સ્પૃહણીય હતાં કે બર્કલે યુનિવર્સિટીએ એમને સંસ્કૃત તથા દર્શનશાસ્ત્રના પ્રાધ્યાપક નીમી લીધા. થોડા જ વખતમાં દર્શનશાસ્ત્રમાં આખા અમેરિકામાં તેમની ખ્યાતિ પ્રસરી ગઈ. ત્યાંના દાર્શનિકોથી પણ તેમને મૈત્રિ બધાઈ અને ત્યાંના સમાચારપત્રોમાં તેમણે વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કર્યું. અમેરિકાના પત્રો તો એમને 'હિન્દુ ઋષિ' તરીકે જ ઓળખાવતા.

બુદ્ધિનો સારો યે પ્રદેશ સર કરી નાખવા જેટલાં તાઝગી ને તનમનાટ લાલા હરદયાલમાં હતાં. સ્વતંત્ર વિચારકો સાથેના સંપર્કમાંથી ધીમે ધીમે તેમની વૃત્તિ સમાજવાદ તથા સામ્યવાદ પાર કરી અરાજકતાવાદ ( Anarchism ) પર જઈ ઠરી. વિચારસ્વાતંત્ર્ય સામેની સૂગ જ માનવતાને અધઃપતિત કરી રહી છે એની એમને પ્રતીતિ થઈ ગઈ. વિકાસોન્મુખ રહેવામાં માણસને નાહિંમત બનાવી

દેતા એ દૂષણ સામે એમણે કેડ કસી પરિણામે યુનિવર્સિટી એમને છોડવી પડી

પરંતુ લાલાજીએ એથી કરીને પોતાનું જીવનકાર્ય બિલકુલ મોળુ ન પાડયુ ઉત્તર અમેરિકામા કેનેડા તથા સંયુક્ત સસ્થાનોમા હજારો હિંદીઓ, વિશેષત પંજાબીઓ, વરસોથી વસેલા હતા એમનામા અગ્નિ વિદ્રોહ એમણે ફેલાવવા માડયો ભાઈ પરમાનંદે તથા બરકતઉલ્લાહે પણ એમાં એમને પૂરતી સહાય કરી અને પરિણામે ઍસ્ટોરિયા મુકામે સઘળા હિંદીઓની સભા કંઈક સક્રિય યોજના ઘડવા એકઠી મળી

લાલા હરદયાળ એ સભાના અધ્યક્ષ હતા ભાઈ પરમાનંદનો મત થયો કે અમેરિકામા એક નિ શુ ક છાત્રાલય ઊભુ કરી, ભારતીય છાત્રોને ત્યા બોલાવવા અને વિપ્લવી દળમા તેમને પલોટાવવા. હરદયાલનો અભિપ્રાય એક છાપખાનુ ઊભુ કરી પત્ર મારફત વિપ્લવની આગ ફેલાવવાનો થયો

અને એ અભિપ્રાય સર્વમાન્ય રહ્યો ઈ સ. ૧૯૧૩ ના મેની ૧૦ મીએ બોલાવાએની એ સભામા શ્રી કરતારસિંહ પંડિત જગતરામ, રૂદસિંહ મિન્જલ, તારકનાથ દાસ ગોવિંદ બિહારીલાલ, કરતારસિંહ દુક્રી વગેરે હાજર હતા સભામાં પસાર થએના ઠરાવ અનુસાર 'હિંદુ ઍસોસીએશન ઑફ પૅસિફિક કોસ્ટ'એ સસ્થા ઊભી થઈ હિંદુસ્તાનમા ગદર (વિપ્લવ) કરાવવાના હેતુસર એ સસ્થાએ 'ગદરપાર્ટી'ની સ્થાપના કરી ને 'યુગાતર' નામનું છાપખાનું ઊભુ કરી, પોતાના મુખપત્ર તરીકે 'ગદર' નામક પત્ર બહાર પાડવુ શરૂ કર્યું આ પત્ર હિન્દી, ઉર્દૂ, ગુજરાતી, ગુરુમુખી વગેરે હિંદની અનેક ભાષાઓમા બહાર પાડતું અને હિંદીઓમાં મફત વહેચાતું એનો પહેલો અંક ઈ ૧૯૧૩ ના નવેમ્બરની પહેલી તારીખે સાનફ્રાન્સિસ્કોથી બહાર પડેલો

'ગદર'ની નીતિ ખૂબ ઉગ્ર હતી એના દરેક અકમા 'બ્રિટિશ રાજનું વિવરણ' એ લેખ આવતો એમા બ્રિટિશ સરકાર પરના ચૌદ આક્ષેપો દર વખતે છાપવામા આવતા (૧) બ્રિટિશ સરકાર હિંદુસ્તાનની આર્થિક લૂટ કરે છે, (૨) શિક્ષણ અને આરોગ્યખાતા પર લશ્કરી ખાતા કરતા અનેકગણો ઓછો ખર્ચ કરવામા આવે છે; (૩) હિંદના લોકોને અરધા ભૂખ્યા કે ઉપવાસી રહેવુ પડે છે, (૪) હિંદી સૈન્યને હિંદને ખર્ચે અફઘાનિસ્તાન, બ્રહ્મદેશ વગેરે સ્થળે લડવા મોકલવામા આવે છે, આવા આવા ચૌદ આક્ષેપો મૂકવામાં આવતા 'ગદર'નો દરેક વાચક ક્રાન્તિકારી બની બીજાઓને ક્રાન્તિકારી બનાવે તેવા આદેશ સાથે નીચે મુજબની જાહેરાત તેમા છપાતી

જોઇએ છે·
હિન્દુસ્તાન માટે શૂરા સૈનિકો
પગાર — મૃત્યુ, બક્ષિશ, શહીદી
પેન્શન—સ્વાતંત્ર્ય સેવાક્ષેત્ર—હિંદુસ્તાન

આ ગદરપાર્ટી પરદેશમાના હિંદી લોકોને પૈસા આપી હિંદુસ્તાનમા વિદ્રોહ જગવવામા સહાય આપવાની વિનતી કરતી શ્રી રામચંદ્ર, બરકતઉલ્લાહ, હરદયાલ વગેરે તે માટે ઠેર ઠેર ભાષણો આપતા મિસર તુર્કી જર્મની આદિ દેશોની હિંદના એ મુક્તિપ્રયાસમા સહાનુભૂતિ હતી વિદ્રોહના એ પ્રયાસકો પાસે ધનના ભડારો કઈ છલકતા ન હતા, પણ એ લોકો એટલા સ્વાતંત્ર્યોન્મુખ બની ગએલા કે પોતાની પ્રવૃત્તિ અર્થે આવશ્યક દ્રવ્ય એમણે બે વરસમા જ જમાવી લીધેલુ

વિદ્રોહ અર્થેનો પ્રચાર સુખ્યાત સભાઓ મારફત કરવામા આવતો આ સભાઓમા બ્રિટિશ વિરોધી ભાષણો થતા અને હિંદી ક્રાન્તિકારીઓની સ્તુતિ થતી તા ૩૧-૧૨-૧૯૧૩ ના રોજે સેક્રામેન્ટો મુકામે ભરાએલી સભામા લાલા હરદયાલ તરફથી પડદા પર હિંદી ક્રાન્તિકારીઓના ફોટા દર્શાવવામા અને તેમના શૌર્ય,

ત્યાગ ને ઉદાત્ત જીવનનો પરિચય આપવામાં આવેલો. યુરોપમાં મહાયુદ્ધ જામશે અને તેમાં હિંદને સ્વતંત્ર કરવાનો સુઅવસર પ્રાપ્ત થશે એ હિંદી ક્રાન્તિકારીઓ જાણતા હોઈ, એ દિશામાં તેમના પ્રયત્નો પ્રથમથી જ ચાલુ હતા

લાલા હરદયાલ આ પ્રયત્નના અગ્રણી હતા. આ મેડામેન્ટોની સભામાં જ એ બોલેલા, 'જર્મની ઇંગ્લંડથી યુદ્ધ કરનાર હોઈ, એ અરસામાં જ આપણે હિંદુસ્તાન જઈ વિદ્રોહ જગાવવો જોઈએ' અને એ અર્થની યોજના પણ એમણે તૈયાર કરી, તે પાર પાડવાનું કામ રામચંદ્ર તથા બરકતઉલ્લાહને સોંપ્યું

હિંદી ક્રાન્તિકારીઓની આ વલણને લઈ જર્મની તરફથી આર્થિક સહાય તેમને મળવા લાગી જર્મન એજન્ટો 'ગદર'નાં પાર્સલો ઠેકઠેકાણે પહોચાડવા લાગ્યા. મોટામોટાં પોસ્ટરો પર યુગાંતર આશ્રમનો ફોટો છાપી, એ પર 'જર્મનીથી ડરશો નહિ, એ આપણુ મિત્ર છે' એવું લખાણ મૂકવામાં આવતું •

પરંતુ હરદયાલની આ પ્રવૃત્તિ સાથે એની જબાનમાં રહેલી તટસ્થી અમેરિકાથી સહન ન થઈ શકી. હિંદની સરકારે તો ૧૯૧૨-૧૩ માં લૉર્ડ હાર્ડિજ પર ફેંકાએલ બૉબ પાછળ પણ હરદયાલનો દોરીસંચાર હોવાનું જાહેર કરેલું અને અંગ્રેજ સરકારે આપેલી ચેતવણી પરથી જ લાલા હરદયાનને ઈ ૧૯૧૪ ના માર્ચની ૧૬ મીએ ભયંકર અરાજકતાવાદી ગણી અમેરિકામાં પકડવામાં આવ્યા.

લાલાજી પકડાયા એ જ અરસામાં એમની યોજના સંપૂર્ણ થઈ રહેવા આવી હતી એ યોજના અનુસાર સાનફ્રાન્સિસ્કોમાં રામચંદ્ર અને જર્મન કોન્સલની ગુપ્ત મસલતો ચાલી રહી હતી જર્મન કોન્સલ એ વખતે પોતાના પૈસે હિન્દી ક્રાન્તિકારીઓને હિંદુસ્તાન મોકલાવી આપતો હતો. ૧૯૧૪ ના નવેમ્બરના અરસામાં

વિષ્ણુ ગણેશ પિંગળે અને સત્યેન્દ્ર સેન એ બે હિન્દી ક્રાન્તિકારીઓ એસ. એસ. સેલેમિસ પર હિંદુસ્તાનમાં વિદ્રોહ જગવવા અર્થે આવી પહોંચ્યા હતા.

આમ બધી યોજના અમલમાં મૂકાઈ રહી હતી ત્યારે એના યોજક ખુદ હરદયાલ રાજદ્રોહના આરોપ હેઠળ બંદીવાન રહે એ કેમ બને? ત્યાંના હિન્દીઓએ એમના વતી જમાનત ભરી દઈ પરદેશસ્થ હિંદીઓના એ રાષ્ટ્રપતિને બચાવી લીધા. છૂટતાં વેંત એ ત્યાંથી જે સરકયા તે આવ્યા સ્વિટ્ઝરલેંડ. બ્રિટિશ સરકાર એમને પકડવા ટાંપી બેઠેલી એને આબાદ થાપ આપી લાલાજી સરકી ગયા.

સ્વિટ્ઝરલેંડમાં ચંપકરમણ પિલ્લે નામના હિંદી રાષ્ટ્રભક્તે ઝુરીચ મુકામે International pro-Indian Committee નામની સંસ્થા સ્થાપી હતી અને તે દ્વારા હિંદી જર્મન સખ્યને એ પ્રચાર કરી રહ્યા હતા. વળી ત્યાં જ જીનીવામા જર્મન ફોરેઇન ઑફિસમાં રાજા મહેન્દ્રપ્રતાપથી પણ એમને મૈત્રિ થઈ અને એ બધાઓએ મળીને ત્યાં Indian National Partyની સ્થાપના કરી. એ પાર્ટીમાં લાલા હરદયાલ, પિલ્લે, તારકનાથ દાસ, બરકત-ઉલ્લાહ, ચન્દ્ર ચક્રવર્તી, હેરંબલાલ ગુપ્ત, વીરેન્દ્ર સરકાર તથા સરોજિની નાયડુના ભાઈ વીરેન્દ્ર ચટ્ટોપાધ્યાય પણ હતા.

આ પાર્ટીની સભા થતી ત્યારે તેમાં તુર્ક, ઈજીપ્શ્યન તથા જર્મન લોકો પણ હાજરી આપતા. હરદયાલ અને વીરેન ચટ્ટોપાધ્યાય જર્મન ફોરેઇન ઑફિસ સાથે ઘણો ગાઢ સંપર્ક ધરાવતા હતા. હિંદુસ્તાનમાં ક્રાન્તિ કરાવવા માટે પ્રચારની આવશ્યકતા હતી. યુદ્ધમાં પકડાએલા હિંદી સૈનિકો જર્મનીની કેદમાં હતા, એમનામાં બ્રિટિશદ્રોહ ફેલાવીને એમની મારફને હિન્દી સૈન્યમાં બંડ જગવવાની તેમની યોજના હતી. એ માટે ઓરીએન્ટલ બ્યુરોની સ્થાપના કરવામાં

આવી અને તે દ્વારા પ્રક્ષોભક અને બ્રિટિશવિરોધી જર્મન લખાણોનાં હિંદી ભાષાન્તરો પત્રકોરૂપે વહેંચાવા લાગ્યા

આ સમય દરમિયાન જર્મન કૈઝર વારવાર હરદયાલને પોતાની મુલાકાતે બોલાવતો હરદયાલને પોતાની યુદ્ધ સમિતિના સદસ્ય તરીકે એણે નીમી દીધા હતા જર્મનીના હિંદી મહાસાગરને લગતા આક્રમણો પાછળ હરદયાલની જ સલાહ રહેલી એમ મનાય છે હિંદમા વિપ્લવ જગવવા જેમ એમણે તનતોડ પ્રયાસ કરેલો તેમ હિંદ સ્વતન્ત્ર થતા એનું સ્વાતન્ત્ર્ય માન્ય રાખવાની નિયમપુરસર સંધિ પણ એમણે જર્મની સાથે કરેલી પણ એક જ વ્યક્તિના દ્રોહથી એ આખો યે યોજના ભાગી પડી

ઈ ૧૯૦૭મા લાલા હરદયાલ જ્યારે ઈંગ્લાંડમા ઇંડીઆ હાઉસમા રહેતા હતા ત્યારે એક હિંદી જોડે એમને ઓળખાણ થએલી સરદાર અજીતસિંગ સાથે પણ એ ઓળખાણ ધરાવતો હતો એ ઓળખાણ પરથી હરદયાલે ૧૯૧૫ના માર્ચમાં એને બર્લીન બોલાવ્યો અને એના પર વિશ્વાસ મૂકી એના હાથમા એક મહાન યોજના સોંપી પણ એ વિશ્વાસ મૂકવામા લાલાજી ઠગાયા હતા એ યોજના સાથે એને અમેરિકા મોકલી આપ્યો અમેરિકામાં જર્મન કોન્સલને એ મળ્યો ને તેની સૂચના પ્રમાણે હેરબલાલ ગુપ્ત તથા બોધ વાહોનસેન એ જર્મન ગજદૂતની સહાયથી હિંદુસ્તાનમાં નાણા તથા શસ્ત્રો મોકલવાનો બેત ઠર્યો. પણ એ બેત ખુલ્લો પડી ગયો, બોધ તથા ગુપ્તને જુદી જુદી સજાઓ થઈ પછી એ શખ્સ જાતે હિંદુસ્તાન આવ્યો, પરંતુ ગિરફ્તાર થયો અને લાહોરના ખટલામાં તાજના સાક્ષી બનીને લાલાજીની આખી યોજના ખુલ્લી પાડી દીધી આને લઈને લાલાજીની પાર્ટીના હિંદ આવેલા અનેક સભ્યોને ફાસીએ ચડાવી દેવામાં આવ્યા તથા કેદમા પૂરી દેવાયા

લાલાજીએ એ સાથે એ પણ જોયુ કે એમના જેવા જુવાનિયા

ભારતને આઝાદ બનાવવા મથી રહ્યા હતા ત્યારે એમના જ દેશવાસીઓ દુનિયામાંથી લોકશાહી નાબૂદ ન થાય એ માટે બ્રિટનને સાથ આપી રહ્યા હતા જર્મનોથી પણ એ હવે અસંતુષ્ટ બની ગયા હતા એટલે બધું પડતું મૂકી એ ચાલી નીકળ્યા

દુનિયાના કોઈપણ રાષ્ટ્રભક્તથી ઓછા ન ઊતરે એવા એ મહાન રાષ્ટ્રભક્ત અસહાય અને લાચાર બનીને બીમાર હોવા છતા કયાં ચાલ્યા ગયા તેનો દુનિયાને સાત વર્ષ સુધી પત્તો ન મળ્યો એ બધોયે વખત દરમિયાન બ્રિટિશ અને અમેરિકન જાસૂસોની એમના માટેની ખાખાંખોળ તો ચાલુ જ હતી કેટલાયે મુલકો ખૂદી વળી સાત વર્ષે એ સ્વીડન પહોચ્યા ત્યા ગોટનબર્ગ યુનિવર્સિટીમા ઈતિહાસના પ્રોફેસરનું સ્થાન એમને મળી ગયુ ને ત્યા જ મિસ આગડા એરીકસન સાથે ૪ ૧૯૨૫મા લગ્નગ્રન્થીથી જોડાયા

વતનનું મો જોવાની હરદયાલની તલપ ગમે એટલી ઉગ્ર રહેવા છતા ત્યારથી તે અવસાન પર્યંત તેઓ તેમ ન કરી શકયા બ્રિટનનો વડો પ્રધાન રામસે મૅકડોનાલ્ડ લાલાજીના ઘનિષ્ઠ મિત્રોમાંનો એક હોઈ, એણે બ્રિટને તેમના પર લાદેલી પાબંદી ઉઠાવી લીધી, પરંતુ હિંદની સરકારે તો છેવટ સુધી નમતુ ન આપ્યુ તે ન જ આપ્યુ છેક એમના મરણાન્ત સમયે એ ઉદારતા બતાવી શકી, જેનો લાભ લાલાજી લઈ ન શકયા એ જ હરદયાલ, જો એમનો પ્રયાસ વિફળ ન ગયો હોત તો કદાચ પ્રજાસત્તાક હિન્દુસ્તાનના પહેલા પ્રમુખ બનત

લાલા હરદયાલની રંગદર્શી કારકીર્દિ આમ સ્વાતંત્ર્યપ્રયાસની અસફળતા સાથે સમાપ્ત થઇ અને એ રાજકારણથી વિરક્ત બની આધ્યાત્મિકતા તરફ ઢળી પડયા ત્યાર બાદ ગાંધીજીના હાથમા રાજકીય પ્રવૃત્તિના સૂત્રો જઈ પડતા દેશે જે નવજાગરણ અનુભવ્યુ અને નવી જ દિશામા પગરણ માંડયા તેથી તે સંતુષ્ટ રહ્યા હતા આધ્યાત્મિકતા

એમને હૃદ્‌ગત રહી હોઈ, રખે એમના આ પગલામાં કોઈ સંધિસાધુત્વ આરોપે; કારણ, લાલા લજપતરાયના શબ્દો એ પાવિત્ર્યવાન મૂર્તિ માટે વાપરીએ તો, 'for him to believe was to act.'

એમની રાજકીય દૃષ્ટિમાં કેટલું બધું પરિવર્તન થઈ ગએલું એ સ્વીડનથી શ્રી સી. એફ. એણ્ડ્રુઝને લખેલા પત્ર પરથી માલૂમ પડી આવે છે. એ પત્રનો ઉલ્લેખ કરતાં શ્રી એણ્ડ્રુઝે લખેલું કે, 'રાજનૈતિક ઉદ્દેશ્યની પૂર્તિ અર્થે હિંસાત્મક સાધનોમાં તેમનો હવે વિશ્વાસ નહોતો રહ્યો. મારો ખ્યાલ છે કે બૌદ્ધ મતના અધ્યયન તથા હિંસાવાદીઓના સંપર્કથી થએલા અનુભવોને કારણે જ હિંસામાંથી તેમનો વિશ્વાસ ઊઠી ગયો. એમના એ વિચાર પરિવર્તનમાં મને કદી સંદેહ નથી થયો, કારણ હું જાણતો હતો કે લાલા હરદયાલ સત્યના પૂજારી છે અને સદા પોતાની વિવેકબુદ્ધિ અનુસાર જ ચાલે છે.'

અને સ્વીડનમાં રહેતી વખતનો તેમનો જીવનવિગ્રહ કેટલો કપરો હતો એનો ભાગ્યે જ કોઈ ને ખ્યાલ આવી શકે. કેટલાક ભારતવાસીઓએ હિંદુસ્તાન વિષે લેખો લખવાની તેમને પ્રાર્થના કરતાં તેમણે આપેલો જવાબ એ જીવનવિગ્રહ સૂચવી રહે છે. તેમણે લખેલું, 'અહીં ઠંડી સખત પડે છે, ને મારી પાસે કોલસા આણવા પૂરતા પૈસા નથી. મારે વધારાનાં ભાષણો આપી એ જોગવાઈ કરવાની રહે છે, ત્યાં પછી લેખો લખવા માટેની ફુરસદ ક્યાં રહે?'

એ જવાબના પ્રત્યુત્તરરૂપે હિંદમાંથી ત્રીસ પૌંડની રકમ તેમને મોકલવામાં આવી. એ સાથેજ 'જગતના મહાન પુરુષો'ની તેમની નામીચી લેખમાળા શરૂ થઈ, જે હિંદુસ્તાનનાં ત્યારનાં અગ્રગણ્ય પત્રોમાં નિયમિત છપાતી હતી.

ભગવાન બુદ્ધ તરફ હરદયાલને અપૂર્વ અનુરાગ હતો અને તે ઠેઠ ૧૯–૨૦ વર્ષની વયથી ઉત્પન્ન થએલો. વખત જતાં એને લગતા સાહિત્યના અભ્યાસથી તે વધુ પુષ્ટ થયો. આંતરિક શાંતિની કામના

અર્થે તે એના સિદ્ધાંતોમાં વધુ ને વધુ ઉંડાણમાં ઊતરતા ગયા ને એના પરિપાકરૂપે 'સંસ્કૃત સાહિત્યમાં બોધિસત્ત્વ સિદ્ધાંત' એમણે લંડન યુનિવર્સિટીને આપ્યો, જે નિબંધ પર યુનિવર્સિટીએ એમને ડૉક્ટર ઑવ ફિલોસોફીની ઉપાધિ આપી. વિદ્વત્તા અને સંશોધનના મહાગ્રંથ તરીકે સર્વત્ર એમનો એ નિબંધ ગવાઈ રહ્યો ને થોડા જ સમય બાદ એ યુનિવર્સિટીએ પ્રાચીન ધર્મ અને ઈતિહાસના પ્રોફેસર તરીકે એમને રોકી લીધા.

એમ તો હરદયાલે ઘણું બધું લખી નાખ્યું છે. અમેરિકા, યુરોપ તથા હિંદના જાણીતા સામયિકોમાં એમના જુદા જુદા વિષયો પર અનેક લેખો પ્રસિદ્ધ થએલા. તરુણ વયમાં 'હિંદી સ્વરાજ્ય કા માર્ગ' નામનું એક હિન્દી પુસ્તક પણ એમણે બહાર પાડેલું. એ અરસામાં એ કવિતા પણ લખતા. 'Principles of Education' એ એમનું પુસ્તક મદ્રાસથી બહાર પડેલું. ત્યારબાદ વિદેશમાં પરદેશી પ્રકાશનસંસ્થાઓ જોડે એમનો સંબંધ બંધાયો ને ઈ. સ. ૧૯૩૪માં બુદ્ધિવાદી સાહિત્યની ઇંગ્લંડની નામચીન સંસ્થા વૉટ્સ ઍન્ડ કંપનીએ એમનું પ્રખ્યાત પુસ્તક 'Hints for self – culture' બહાર પાડયું. એ પુસ્તકમાં આજની દુનિયાના સઘળા વિચારપ્રવાહોનો એમણે સમાવેશ કરી લઈ એ સઘળા પર સ્વતંત્ર દિશાસૂચન કરેલું છે.

ઈ. ૧૯૨૮ થી લંડન યુનિવર્સિટીમાં ઈતિહાસ ને નીતિશાસ્ત્રના પ્રાધ્યાપકનું પદ તે સંભાળતા હતા. એ જ અરસામાં પારીસથી જગતશાંતિની જબ્બર ચળવળ ઉઠાવનાર Bart de Ligt સાથે સંપર્ક સાધી એ પુણ્યકાર્યમાં પોતાનો સહકાર નોંધાવ્યો, ને એના અવસાન પછી એ કાર્યનો સઘળો બોજો પોતાને માથે લઈ લીધો. આંતરરાષ્ટ્રીય તત્ત્વપરિષદ, આંતરરાષ્ટ્રીય સુલેહ પરિષદ, પી. ઈ. એન, એરિસ્ટોટલિયન સોસાયટી વગેરે સંસ્થાઓના એ સભ્ય તથા વિશ્વધર્મ-સંઘના ઇંગ્લંડ ખાતેના મંત્રી હતા. 'વિશ્વકલ્યાણની મંગળ ભાવનાઓની

ભૂમિકા પર ભ્રાતૃભાવની લાગણીઓનો સ્વાભાવિક વિકાસ થાઓ,' એ એમનો સર્વને અને સર્વદા સંદેશો હતો.

એમના જેવી બુદ્ધિમતા, કલ્પનાસમૃદ્ધિ, બહુશ્રુતતા ને વિદ્વત્તા ધરાવતા માણસો હિંદમાંથી તો શું, જગતમાંથી ગણ્યાગાંઠયા નીકળે. યુદ્ધ પછીનો તમામ કાળ એમણે જ્ઞાનાર્જન પાછળ જ યોજેલો. જ્ઞાન પાછળનો એમનો ઉમંગ અમેય હતો. અને એ ઉમંગે એમને એક એવા મહાન પરિબળ બનાવ્યા કે અનેક યુનિવર્સિટીઓ ને શિક્ષણ સંસ્થાઓ એમનું હાર્દિક સ્વાગત કરવા લાગી. એમની અનોખી વાક્છટાથી તો એમણે તરુણ વયથી જ 'હિન્દના મેકૉલે'નું બિરુદ મેળવેલું. અનેક ભાષાઓ ઉપર પણ એમણે કાબૂ મેળવી લીધેલો, અને અંગ્રેજી કે ફ્રેન્ચ, જર્મન કે સ્વીડીશ, હિંદી કે ઉર્દુ, સંસ્કૃત કે ફારસી એ તમામ ભાષાઓમા માતૃભાષા સમાન એ પોતાની વાગ્ધારા વહેવડાવી શકતા. છેલ્લે છેલ્લે ગ્રીક તથા એસ્પેરન્ટો ભાષાઓ પણ એમણે શીખવાનુ શરૂ કર્યું હતુ.

છતાં એ માત્ર બુદ્ધિશાળી જ નહિ, પણ દુર્જેય એવા મહાન બૌદ્ધિક પરિબળ હતા. અને તેનું કારણ એમની તત્વાન્વેષક પ્રતિભા તથા સત્યનિષ્ઠા હતા. માભોમને આઝાદ કરવાની પોતાની મોટામાં મોટી મનોકામના નિષ્ફળ નીવડે અને ત્રીસ ત્રીસ વર્ષ સુધી વતનનું મોં પણ જોવાનુ ન મળવાની અસહાય દશા આવે, એ બીજા કોઈ પણ માણસના મનમાં માનવદ્વેષ જન્માવી રહે પણ લાલા હરદયાલ તો એ દશામાંથી ઉગર્યા માનવપ્રેમ વિકસાવ્યો અને જગતના સાંસ્કૃતિક સમુદ્ધારમાં એ મગ્ન બન્યા. અને એ રીતે જન્મે હિંદી છતાં હરદયાલ જાગતિક સંપત્તિ બની ગયા.

એમની સત્યનિષ્ઠાને કારણે જ ચુસ્ત રાષ્ટ્રવાદીમાંથી અનેક વાદોમાં પલટાતા હરદયાલ અંતે સમષ્ટિવાદી અને જગતશાંતિના હિમાયતી બની ગયા. જીવનના મહાસાગરમાં અનેક તરંગોને ઝીલે

એમનું નાવ ચાર્યું પણ સુકાન એમણે સાબૂત રહેવા દીધું અને અંતે એ નાવને મનોવાછિત ને કલ્યાણક કિનારે આણ્યું

**આજની** સસ્કૃતિના ગાત્રમા નવુ બળ પૂરવાની લાલા હરદયાળમા કેટલી તાકાત રહેલી એ એમણે એમના છેલ્લા પુસ્તક 'Twelve Religions and Modern Life' મા બતાવી આપ્યુ છે કોઈ પણ રૂઢ ધર્મથી માનવતાનુ નવઘડતર થઈ શકે એમ છે જ નહિ એનુ જોરદાર ને અસદિગ્ધ વિધાનોથી પ્રતિપાદન કરી એમણે ઈશ્વરની શોધને નિરર્થક તથા નીતિના પાલન આડે કોઈ પારલૌકિક ફરમાન બદીને બીનજરુરી ઠરાવી છે જગતની તમામ સસ્કૃતિઓમાના સત્વશીલ તત્ત્વોના સમન્વય સાથે પ્રત્યાઘાતી અને આત્મદ્રોહી તત્ત્વોનુ એ દફન ભાગતા માનવતાને દોરવા મથતા સઘળા વાદો કરતા ખુદ માનવતા એમને મન અનેકગણી મહાન હતી એમના કહેવા પ્રમાણે, 'ભાવિ માનવી હિદુ નહિ હોય ચીનો નહિ હોય યુરોપિયન નહિ હોય, અમેરિકન પણ નહિ હોય, પણ એ સર્વેનો સમન્વય હશે '

આ કાન્ત દર્શનને અગે જ આજના યુગને પથ્ય એવી પોતાની જ ફિલસૂફી ' દયાલવાદ ' (Dayalism) એમણે વિકસાવી હતી એ અભિજાત તત્વદૃષ્ટિના શિક્ષણ અને પ્રચાર માટે ઈંગ્લડમા એજ્વેર મુકામે 'મોડર્ન કલ્ચરલ ઇન્સ્ટીટ્યૂશન 'ની એમણે સ્થાપના કરેલી, અને એના વિશેષ પ્રચાર અર્થે જ ઈ ૧૯૩૮ ના ઓકટોબરમા પાંચમી વિશ્વધર્મ પરિષદની સયોજનામા ભાગ લેવા અર્થે એ અમેરિકા ગએલા એના આગલા જ મહિનામા હિદી સરકારે એમના પરની પાબદી ઉઠાવી લીધેલી હોઈ, હિદ આવવા સબધમા મિત્રો જોડે એમનો પત્રવ્યવહાર ચાલી રહ્યો હતો, પરતુ ભારત પોતાના એ પનોતા પુત્રના પુનરાગમનની ખુશનસીબી અનુભવે એ પહેલા તો માર્ચની ૪ થી તારીખે ત્યા જ હૃદય બધ પડી પથારીમાં એ અવસાન પામ્યા.

તા. ૭ મીએ મિ. એડવિન કોલિયર તથા શ્રી કેદારનાથ દાસગુપ્તાએ એમનો અગ્નિસંસ્કાર કર્યો, અને તા. ૧૨ મીએ ન્યૂ યોર્કમાં હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, પારસી, યહૂદી, બૌદ્ધ, શીખ તથા માનવતાવાદીઓએ જંગી સભા ભરી એમને શ્રદ્ધાંજલિ અર્પી.

એ અવસાન પહેલાંના થોડા જ કલાક પર માર્ચ મહિનાની ૩જી તારીખની સાંજે ફિલાડેલફિયાની નૈતિક સંસ્કાર સભા સમક્ષ એમણે વ્યાખ્યાન આપ્યું હતું, અને એ વ્યાખ્યાનના અંતિમ શબ્દો આ હતા·

'I am at peace with all'

" Not here! the white North
has thy bones; and thou
Heroic sailor-soul,
Art passing on thy
happier voyage now
Towards no earthly pole."

—લૉર્ડ ટેનીસન

## વાયવ્ય માર્ગનો મરજીવો સર જોન ફ્રાન્કલીન

નવશોધિત ભૂમિ પર પોતાના દેશનું નિશાન સૌ પહેલું ફરકાવવાનું સદ્‌ભાગ્ય સાંપડવું એ કંઈ ઓછી મગરૂબીની વાત નથી એ સદ્‌ભાગ્યની આશાએ તો અનેક સાહસપ્રાણ જવાંમર્દોએ પોતાના જાન ન્યોચ્છાવર કરી દીધા છે. તવારીખના પાને એ ભૂમિના નામ જેટલું જ પોતાનુ નામ અમર આલેખી રહેતી એ તક કંઈ ઓછી સમ્મોહક નથી.

અને એટલે જ 'ઈન્વેસ્ટીગેટર' નામક જહાજના કપ્તાન મૅથ્યુ ફ્લીન્ડર્સે યુનિયન જૅક સોપીને જોન ફ્રાન્કલીનને ન્યૂ હોલૅન્ડ (આજના દક્ષિણ ઑસ્ટ્રેલિયા)ના અજ્ઞાત કિનારે ઉતાર્યો ત્યારે એના હર્ષનો પાર નહોતો રહ્યો જહાજની એક હોડી આઠ જણા સાથે એટલામાં ક્યાંક ગુમ થએલી. એમાંની કિનારે ખેંચાઈ આવેલી કોઈ લાશ નજરે પડે તો જ એ વાવટો ફરકાવવાનો ફ્રાન્કલીનને હુકમ હતો.

ફ્રાન્કલીન કિનારે ઊતર્યો. સોળ વર્ષના એ કુમારની સામે અફાટ અજ્ઞાત વિસ્તાર પથરાએલો પડ્યો હતો. ઈંગ્લંડના સામ્રાજ્યમા એ મુલ્ક કેટલી બધી પૂર્તિ કરે એમ હતો? એકાદ બે પળ તો

રાષ્ટ્ર પ્રત્યેના પ્રેમ તથા કુટુમ્બ પ્રત્યેના આદરમાં એનું મન ગુંચવાયું, પણ આખરે રાષ્ટ્રપ્રેમ વિજયી નીવડ્યો ને એણે વાવટો ફરકાવી દીધો.

વાવટો ફરકતાં વેંત જ દુશ્મનના જહાજ પરથી એક હોડકું કિનારા ભણી છૂટ્યું. ફ્રાન્કલીનને કોઈ ખલાસીની લાશ બનાવવી જ રહી, અથવા તો પોતાનો વાંક કબૂલ કરવાનો રહ્યો. એકેક પળે હોડકું વધુ ને વધુ નજીક આવી રહ્યું હતું. એ છેક પાસે આવી લાગ્યું ત્યાં ફ્રાન્કલીને હોશ સમાલી લીધા ને દૂર દેખાતા એક પદાર્થ તરફ આંગળી ચીંધી. કશી આશંકા વગર હોડકું એ દિશામાં વળ્યું, પણ એ તો લાશને બદલે ખડકનો ટુકડો જણાયો!

આવી તોફાની વૃત્તિ ફ્રાન્કલીનમાં નાનપણથી રહી હતી અને ગોધમફરેનો પણ એને જ્યારે છંદ લાગ્યો હતો. એ છંદ એને ન લાગ્યો હોત તો એના અડગ નિર્ણય, નિર્ભયતા, ને સાહસિકતાએ એને નેલ્સન જેવો જ મહાન નૌનાયક બનાવી દીધો હોત એમ મનાય છે.

એનો જન્મ ઈ. ૧૭૮૬ના એપ્રિલની ૧૬ મીએ લિંકનશાયરમાં આવેલા સ્પિલ્સ્બી ગામમાં થએલો. જન્મથી એનો બાંધો એવો નાજુક હતો કે એના મિત્રો દરરોજ આથમતો દિવસ એની જિંદગીનો છેલ્લો જ દિવસ હોવાની આશંકા કરતાં, પણ ફ્રાન્કલીન તો બધાના આશ્ચર્ય વચ્ચે જીવી રહ્યો અને પાંચ ભાઈઓમાં સૌથી નાનો હોવા છતાં નાની જ વયે સૌથી ખડતલ શરીર બનાવી દીધું.

લોથ ગ્રામર સ્કૂલમાં એને ભણવા બેસાડવામાં આવ્યો, પણ ભણતરમાં એને ઝાઝો રસ ન પડ્યો. એ વયથી જ સાગરે એના ચિત્ત પર કોઈ અગમ્ય જાદૂ જમાવી દીધેલો અને મજૂસની મર્દાનગીનું ટીપે ટીપું માગી લેતા એ સાગર સમો મર્દાનગીનો બીજો પુરસ્કર્તા પણ કોણ છે? રજાના દિવસમાં એક ભાઈબંધ સાથે દૂર

સહેલસફર કરીને તો ફ્રાન્કલીનનો સાગરજીવન જીવવાનો ઈરાદો મક્કમ બની ગયો.

પણ એનો બાપ એમ માને એવો ન હતો. એને જોનને પાદરી બનાવવો હતો. પુત્રની ગમે એટલી આજીજી છતાં બે વર્ષ સુધી તો એણે કશું કોઠું આપ્યું નહિ. પણ છેવટે જોન કોઈ રીતે માને એમ ન લાગતાં હલ અને લિસ્બન વચ્ચે સફર ખેડતા એક વેપારી વહાણ પર તેને મૂકી દીધો. એને આશા હતી કે એક જ વખતનો દરિયાનો અનુભવ જોનની મહત્ત્વાકાંક્ષા છોડાવવા બસ થશે. પરંતુ એ મહત્ત્વાકાંક્ષા ટાળવાને બદલે જોન તો એ અનુભવથી તેને વધુ તીવ્ર બનાવીને પાછો ફર્યો.

ફ્રાન્કલીનની નાવિક તરીકેની કારકીર્દિ ઈ. ૧૮૦૦ ના માર્ચની ૯ મીએ 'પોલીફેમસ' નામના જહાજ પર પ્રથમ કક્ષાના સ્વયંસેવક તરીકે જોડાઈને શરૂ થઈ. ચૌદ વરસનો જોન અપૂર્વ ઉત્સાહથી પોતાને કામે લાગી ગયો ને ઘેર પણ એવા ઉત્સાહપૂર્ણ કાગળો લખવા માંડ્યો કે એ કાગળોથી એનાં માવિત્રોની દરિયાઈ જીવનનો મોહ એને છોડાવવાની રહીસહી આશા પણ ઓગળી ગઈ.

પૂરા બાર મહિના પણ આ નવી ખલાસમાં જોડાતાં નહોતાં થયાં ત્યાં બ્રિટિશ નૌવીર નેલસનનું જે 'સૌથી ભયંકર યુદ્ધ' ગણાય છે એ કોપેનહાગનના યુદ્ધમાં એણે ભાગ લીધો. અલબત્ત, પંદર વરસની વયે એને આ બહુ ભીષણ અનુભવ થયો લેખાય. છતાં ફ્રાન્કલીન તો એ યુદ્ધમાં પોતાને મળેલા ભાગથી આનંદ ને ગર્વ વ્યક્ત કરવા લાગ્યો. એના જેવા સાહસબાજને આવો પૂર્વાનુભવ જરા પણ વધારે પડતો ન ગણાય.

એ કોપેનહાગન હતો ત્યાં જ સાંભળવામાં આવ્યું કે એના પીતરાઈ ભાઈ કૅપ્ટન મૅથ્યુ ફ્લીન્ડર્સની સરદારી નીચે 'ઈન્વેસ્ટીગેટર'

નામનું જહાજ ઑસ્ટ્રેલિયાના કાંઠાનો નકશો કરવા ઊપડે છે. એ સાંભળવા સાથે જ એ શોધસફરમાં જોડાવાની એને તાલાવેલી લાગી, અને ઈંગ્લંડ પાછા આવતાં તો એ જહાજ પર એ જોડાઈ ગયો. પરંતુ 'ઈન્વેસ્ટીગેટર'ની એ સફર ખુશનુમા ન નીવડી દરિયાઈ જીવનની એકે એક મુસીબત આ સફરમાં ફ્રાન્કલીને પ્રત્યક્ષ જોઈ, છતાં એ તો આરંભમાં હતો એવોને એવો જ ખુશમિજાજ રહ્યો હતો અને એ ખુશમિજાજ સાથે જ સઘળી મુસીબતો વિસારીને દખ્ખણ ઑસ્ટ્રેલિયાને કાંઠે આ સફર દરમિયાન એણે બ્રિટિશ વાવટો રોપી દીધો હતો

દખ્ખણના દરિયાના તોફાની મોજાંની પછડાટો સાથે જરી-પુરાણું 'ઈન્વેસ્ટીગેટર' વધુ જતરી શકે એમ ન લાગ્યું ખોટું સાહસ ન ખેડતા શોધસફર આટોપી લેવાનું જ સૌને યોગ્ય લાગ્યું ને એ પર ખિન્નતા અનુભવતા ભારે હૈયે સૌ 'પૉરપૉઈઝ' વહાણમાં પાછા ધરભણી વળ્યા.

એક અઠવાડિયું થવા આવ્યું હશે ત્યાં તો 'પૉરપૉઈઝ' પણ દગો આપ્યો ને એક ખડક સાથે અફળાઈ તે ભાંગી ગયું. સહનશક્તિની સીમાએ પહોંચતી એ ગત પસાર કરી સૌ એક ધાર પર પહોંચી શક્યા ને એ રીતે પોતાના જાન બચાવ્યા. ત્યાંથી બધા મદદે આવી પહોંચેલા એક જહાજમાં બેસીને ચીનના કેંતાન બંદરે પહોંચ્યા.

કેંતાનથી ફ્રાન્કલીન ઈંગ્લંડ આજે પણ જેના નામ પર અભિમાન લઈ રહ્યું છે એ જબરા સાહસસફરી નાથાનિયેલ ડૅન્સ સાથે પાછો ફર્યો. આમ અઢાર વરસની વયે પહોંચતા સુધીમાં તો ફ્રાન્કલીનની જીવનકિતાબના પાનાં અનેક અનુભવોથી ચીતરાઈ ગયાં, પણ કથામાત્ર તો હજુ બાકી હતો—એ તો માત્ર એ કિતાબનો દિબાચો જ હતો.

એ પછીનાં થોડાક વર્ષોમાં ફ્રાન્કલીને જુદા જુદા દરિયાઈ કાફલાઓ પર રહી દેશને ખાતર લડવા પાછળ વીતાવ્યો. ઈ. ૧૮૦૪ના

ઑગસ્ટમા 'બેલેરોફોન' પર નીમાઇ નેલસનના ટ્રાફલગરના વિજયમા એણે ભાગ લીધો યુદ્ધના મોગ્ચાના બગાનર મધ્યભાગમા એણે ઝંપ લાવેલું છતાં કેમ જખમી ન થયો એ નવાઈ ભર્યું છે ત્યારપછી નિષ્ક્રિયતાના કટાળા ભરેલા વર્ષો વીત્યા બાદ ઈ ૧૮૧૪ મા 'બેડફર્ડ' પર આટલાટિક પાર કરી અમેરિકનો સામેના અગ્રેજોના ન્યૂ ઓર્લી-અન્સના યુદ્ધમાં લેફ્ટેનન્ટ તરીકે એણે ભાગ લીધો એ યુદ્ધમા એ થોડોઘણો જખમાએલો, અને ઈગ્લડની એટલી સેવા બજાવ્યા બદલ એને સમાનચન્દ્રક પણ મળેલ

ફ્રાન્કલીનનુ આખુ જીવન, કદાચ આમ વેરવિખેર યુદ્ધો લડીને સમાપ્તિને પહોચત, પણ ત્યા કૅપ્ટન કૂકના વખતથી વિસારે મેનાએલો ઉત્તર ધ્રુવ વીંધીને એશિયા પહોચવા માટેનો વાયવ્ય માર્ગ શોધવાની ને એ શોધનારને વીસ હજાર પૌંડનો પુરસ્કાર આપવાની ઈગ્લડની સરકારની જાહેરાતે એ એકરાગિતામા નવી રગત આણી

ફ્રાન્કલીનને એની સાહસદિલીની પિછાણ આપવાની હવે જરૂર નહોતી રહી ઈગ્લડની સરકાર એથી વાકેફ હોઈ, ઉત્તર ધ્રુવ પરના એ આક્રમણમા બીજા નબરનો અફસર તેને નીમી લેવામા આવ્યો, અને 'ટ્રેન્ટ' નામનું જહાજ તેને સોપવામા આવ્યુ પહેલા નબરનો અફસર કૅપ્ટન ડેવિડ બુકૅન હતો ને તેને 'ડોરોથીઆ' જહાજ સુપ્રત થયુ હતુ બને જહાજો ઈ ૧૮૧૮ ના એપ્રિલની ૨૫ મીએ ઊપડી નીકળ્યા

એ લોકોને એમના જહાજ સ્પિત્ઝબર્ગન અને ગ્રીનલૅંડ વચ્ચેથી લઈ, ઉત્તર ધ્રુવ પહોચી માર્ગનો નકશો કરતા કરતા બેરિંગની સામુદ્રધુનિ પહોચવાનો આદેશ હતો ઉત્તર ધ્રુવ! પૃથ્વીના એ છેડા પર કેવી પરિસ્થિતિ પ્રવર્તે છે એનુ યે કોઈને ત્યારે ભાન ન હતું ને એ જાણવાની દરકાર પણ ન હતી એશિયા સાથેના વણજ માટે ટૂકામા ટૂકો વાયવ્ય માર્ગ શોધાઈ જાય એટલા પૂરતી જ સૌ કોઈને નિસ્બત હતી.

પાર્લામેન્ટના કેટલાક સભ્યોએ તો ફ્રાન્કલીનને કહેલું કે રોકાવાની જરૂર જણાય તો ધ્રુવ પર થોડા દિવસ રોકાવું પણ!

પરંતુ સ્પિટ્સબર્ગન પહોંચતા સુધીમાં તો 'ડોરોથિયા'માં પાણી ભરાવા લાગ્યું સઘળા ફિકરમાં પડી ગયા. આખરે બહુ તપાસ કરી ત્યારે ખબર પડી કે એક બોલ્ટ બેસાડવો જ રહી ગએલો. પણ એટલેથી મુસીબત પતી નહોતી. આગળ વધતાં વૉલરસોનું એક ટોળું એમની પાછળ પડ્યું ને એમાંથી જાન બચાવી જેમ તેમ આગળ વધ્યા ત્યાં તો ચાર હજાર ટન જેટલો હોતીંગ હિમગિરિ વહાણ પર ધસી આવતો દેખાયો. નિઃસહાયપણે જે થાય તે જોયા કરવાનું રહ્યું કારણ એ હિમગિરિથી છટકવાનું કોઈ બારું જ રહ્યું નહોતું. એટલા એ લોકો નસીબદાર કે એ હિમગિરિના 'ડોરોથિયા'ને ચાર માઈલ વહી જવા છતાં કશું હાનિકારક પરિણામ ન આવ્યું.

આગળ જતાં તો ધ્રુવના ધસતા બરફનો વધુ ને વધુ કપરો અનુભવ આ બંને કપ્તાનોને થતો ગયો ને ધ્રુવ પર પહોંચવામાં રહેલી દુષ્કરતાઓનું પણ ભાન થયું. વહાણો તૂટીફૂટી જાય તે પહેલાં જ બુકેને યોજના પડતી મેલવાનો વિચાર કર્યો ને સઘળા પાછા ફર્યા. એ જ વર્ષના ઑક્ટોબરની ૨૨ મી એ બંને વહાણો ડેપ્ટફર્ડ આવી પહોંચ્યાં ત્યારે બિલકુલ જીર્ણશીર્ણ દશાને પહોંચી ગએલાં.

એમ આ સફર નિષ્ફળ નીવડી પણ ફ્રાન્કલીન નિષ્ફળ નહોતો નીવડ્યો. એણે તો બુકેનને પણ પોતાને આગળ વધવા દેવાનો આગ્રહ કર્યો હતો પણ બુકેને તેનો ઈન્કાર કર્યો હતો. એના સાહસપ્રાણને આ સફરથી સંતોષ જરાય નહોતો વળ્યો અને એના ઉત્સાહ, આશા અને આગ્રહને વશ થઈને ઈંગ્લંડની સરકારે તેના જ અધિકાર નીચે એક નવી શોધક ટોળી મોકલી. ફ્રાન્કલીનને એ વખતે ઉત્તર અમેરિકાનો અજ્ઞાત રહેલો કિનારો પૂરો શોધી જમીન માર્ગે કોપરમાઈન નદીની નજીક થઈને ધ્રુવ પર પહોંચી જવાનો આદેશ મળ્યો હતો.

ઈ. ૧૮૧૯ ના મેની ૨૩ મીએ 'પ્રિન્સ ઑવ વેલ્સ' જહાજનો અધિકાર સભાળી સફળતાની સંપૂર્ણ આશા સેવતો ફ્રાન્કલીન નીકળી પડયો ઑગસ્ટના અંત સુધીમાં તેઓ હડસનના ઉપસાગરમાં આવી પહોચ્યા ને ત્યાંથી અંદરના ભાગમા આગળ વધ્યા. ૧૫૦૦ માઈલની સફર પછી ફૉર્ટ એન્ટરપ્રાઈઝ મુકામે એમને ફરજિયાત રોકાઈ જવું પડયુ, કારણ ખોરાકી ખૂટવા આવી હતી. લાઈલાજે થર્મોમીટરનો પારો પણ ઠરી જાય એવા નીચા ઉષ્માનમાં મચ્છરના અસહ્ય ત્રાસ વચ્ચે એમને ખોરાકીની શોધમાં રખડવુ પડયુ ધુમ્મસથી આચ્છાદિત એ વાતાવરણમાં એમને કયારેક કૅર્ડિયનો જેને 'tripe de roche' નામે ઓળખાવે છે એ વનસ્પતિ ખાવા મળતી ને કયારેક ઉપવાસી રહેવુ પડતુ. ટોળીમાંના છ જણ તો એ હાલાકીમા જ મોતને ભેટી ચૂકયા.

આખરે કેટલાક ઈંડીઅનોની મદદ આવી લાગતા બાકીનાઓનાં જાન તો બચ્યા પણ પાછા ઇગ્લંડને કિનારે પગ મૂકતાં સુધીમા તો એ અધમૂઆ થઈ ગયા હતા ઇગ્લંડે એ મર્દાનગીની કદર નહોતી કરી એમ નહિ. ફ્રાન્કલીન એની સફર પર હતો ત્યાં જ એને કમાન્ડર બનાવી દેવામાં આવ્યો હતો ને પાછો આવતા જ એને કૅપ્ટનના દરજ્જે ચડાવી દેવામાં આવ્યો. સફર દરમિયાન અમેરિકાના ઉત્તર કિનારાની એણે લગભગ ૫૫૦૦ માઈલની આકણી કરેલી ને પાછા વળીને એ સફરનું એક પુસ્તક પણ એણે છપાવેલુ આ શોધોને લઈને રૉયલ સોસાયટીએ પણ એને પોતાનો ફેલો નીમી લીધો. ફ્રાન્કલીનની શોધ-વૃત્તિ પાછળ સાહસ સિવાય બીજો કશો સ્વાર્થ નહોતો, એ તો ઉત્તર અમેરિકામા એણે શોધી કાઢેલી નદીને પોતાનું નામ ન આપતા હૂડનું નામ એણે આપ્યુ એ પરથી સાબિત થાય છે

ઈ. સ. ૧૮૨૩ના ઑગસ્ટની ૧૯ મીએ ઈલીઆનોર આન પૉર્ડન સાથે એ લગ્નગ્રંથીથી જોડાયો, પણ એ શરતે કે પોતાને શોધસફરનો

કોઈ નવો આદેશ મળે તેમાં એ ગ્રથી જગાયે બધનકર્તા ન નીવડવી જોઈએ અને એની પત્નીએ પણ એની એ વૃત્તિનો અ દર કર્યો

ફ્રાન્કલીનને પણ ભાન નહોતુ કે પોતાના પર ફરજની જવાબદારી આટલી વહેલી આવી પડે ઈ ૧૮૨૫ મા નવી સફરે એને ઊપડવાનુ થયુ ત્યારે એની પત્ની માંદી પડી હતી અને બૅક તથા રિચાર્ડસનની સગાથે ઇગ્લડનો કિનારો છોડ્યો ત્યારે ફ્રાન્કલીનને તો એ જ ભીતિ કોરવા લાગી કે રખે પોતાની વ્હાલમોયી પત્નીનું મો ફરી જોવા ન મળે છતા પત્નીએ તો એની મર્દદિલીનો પુરસ્કાર કરી એક રેશમી યુનિયન જૅક એને આપેલો ને ધ્રુવ પર પહોચી તે ફરકાવવા કહેલો

દુર્ભાગ્યે ફ્રાન્કલીનની ભીતિ સાચી પડી ને બહુ લાબી સફર એણે નહિ કાપી હોય ત્યાજ એની પત્નીનુ અવસાન થયુ છતા પોતાની જવાબદારી સમજી ફ્રાન્કલીને પોતાની સફર આગળ વધાર્યે રાખી મૅકેન્ઝી નદીની પેલી પાર વધી ધ્રુવવર્તુલનો નમ્શો કરવાનો એનો ઇરાદો હતો પરતુ ફરી એ જ મચ્છરોનો ત્રાસ, એસ્કિમો અને ઇંડી અનોના હલ્લા અને ફરી એ જ બરફના આતક સામે લાચાર બની એને પાછા વળવુ પડ્યુ

આ સફરનું યે એણે એક પુસ્તક બહાર પાડ્યુ ને પશ્ચિમની દુનિયામા એની કીર્તિ સર્વત્ર વ્યાપી ગઈ એના એકલવાયાપણામા જેન ગ્રિફિન જેવી બુદ્ધિશાળી જીવનસગિની પણ એને મળી ગઈ અને સરકારે પણ નાઈટનો ઇલ્કાબ આપીને ટાસમાનિયાના ગવર્નર તરીકે તેને નીમી તેનું યોગ્ય સમાન કર્યું

ઑસ્ટ્રેલિયાની દક્ષિણે આવેલા ટાસમાનિયાના ટાપુ પર અગ્રેજ સરકાર ત્યારે બધા ગુનેગારોને જ વસવા મોકલી આપતી ફ્રાન્કલીને ગવર્નર તરીકેના ઓદ્ધા દરમિયાનના સાત વર્ષોમા એ વસાહતીઓ સારૂ કૉલેજો વૈજ્ઞાનિક મડળો, વગેરે ઊભી કરીને તેમનો એવો તો ચાહ મેળવેલો કે તેનો ઉપકાર કોઈ દિવસ તેઓ ભૂલ્યા નહોતા

ઈ. સ ૧૮૪૫મા ઇગ્લન્ડની ઍડમિરલ્ટીએ પાછો વાયવ્ય માર્ગનો સવાલ હાથ ધર્યો ઊતરતી વયે પોતાની મહત્ત્વાકાક્ષા સિદ્ધ કરવાની ફ્રાન્કલિનને એ છેલ્લી તક જણાઈ અને શક્તિ તથા અનુભવની નજરે પણ એ જવાબદારી ઉઠાવવાને લાયક આદમી એના સિવાય ભાગ્યે બીજો કોઈ હતો પરતુ ઇગ્લડની સરકાર તો એના ઊતરતા પાણી ગણી કોઈ જુવાન અફસરના હાથમા એ અધિકાર સોપવા માગતી હતી

પોતા સિવાય બીજા કોઈને એ અધિકાર સુપ્રત થાય તે સામે ફ્રાન્કલીને જબરો વિરોધ ઉઠાવ્યો અને આખરે ઍડમિરલ્ટીએ એને મુલાકાત માટે બોલાવ્યો

ફર્સ્ટ લૉર્ડ ઑવ ઍડમિરલ્ટીએ એ લાબી સફરમા રહેલી તકલિફો અને મુશીબતો એનાથી સહન થઈ શકશે કે કેમ એ સવાલ કરી, ઉપરથી વળી કહ્યુ 'અને તમે સાઠ વર્ષના તો છો '

'ના, ના, મારા સાહેબ, ફક્ત ૫૯ વર્ષનો!' ફ્રાન્કલીને જવાબ આપ્યો ને નિર્ણયની પ્રતીક્ષા કરવા લાગ્યો

નિર્ણયમા વિચારવાપણુ જ એણે પોતાના જવાબથી ક્યા રહેવા દીધુ હતુ ' ભૂતકાળની જ્વલત કારકીર્દિ તેની સાહેદી હતી એકીમતે નવી સાહસસફરનો એ નેતા નીમાઈ ગયો

ઈ સ ૧૮૪૫ ના મે માસની ૧૯ મી તારીખે 'ઇરેબસ' અને 'ટેરર' એ બે વહાણો તથા ખલાસીઓ અને અફસરો મળી ચૂટી કાઢેલા ૧૩૪ માણસોના કાફલા સાથે ફ્રાન્કલીન ગ્રીનાઇટથી ઊપડી નીકળ્યો સફર માટેની સાજસામગ્રી એટલી સપૂર્ણતાએ પહોચાડવામા આવેલી કે આ વખતે તો અચૂક વિજયની સૌને ખાતરી હતી અને ઉત્તર ધ્રુવ પર વહેલા વહેલા પહોચી જવાની સૌને ઉમેદ હતી

પણ એ ઉમેદ જેમની તેમ રહી ૨૬ મી જુલાઈએ વ્હેલનો શિકાર કરતા કેટલાક મછવાઓએ ગ્રીનલૅંડના પશ્ચિમ કાઠે એમને જોએલા પણ ત્યાર પછી? — દિગદિગન્ત ખામોશી! હિમત નિશ્ચર

અને સહનશક્તિનો તાગ માગી લેતી એ મહાન સફરના ત્યાર પછી કશા સમાચાર જ દુનિયાને ન મળ્યા એ આખી યે સાહસિક ટોળીનું ભવિષ્ય અણુઉકેલ્યુ જ રહ્યુ દિવસો ગયા, મહિના ગયા, વરસો વીત્યા. કશો સદેશ, કશા સમાચાર ન મળે ધાર્યા કરતાં યે વધુ આશા રાખી નીકળેલા એ આશાવતોની આશાનો ઉપહાસ કરી ઉત્તર ધ્રુવે ખરેખરો કિસ્સો બતાવ્યો

અગ્રેજ સરકાર અને અગ્રેજ પ્રજાની આ ટોળીના અંગેની અસ્વસ્થતા ધીમેધીમે આશકામાં અને આશકા નિરાશામા ફેરવાઈ ગઈ એનો પતો મેળવવા ચારે બાજુએથી પોકાર થઈ રહ્યો અને સરકારે એક પછી એક ટુકડીઓ એ ગુમ થએલી ટોળીની શોધ માટે મોકલવા માડી

એવી પહેલી ટુકડી ઇ સ ૧૮૪૭મા ઊપડી બીજી ઇ સ ૧૮૪૮ ના જૂનમા, અને એ વરસ પૂરૂ થતા પહેલાં તો બીજી પણ બે ટુકડી ઊપડી ગઈ એ ગુમ ટોળીનો પત્તો લગાવનારને સરકારે વીસ હજાર પૌંડ ઈનામની જાહેરાત કરેલી, અને લેડી ફ્રાન્કલીને ત્રણ હજાર પૌંડની પરતુ કશો અર્થ ન સર્યો ઇ સ ૧૮૪૭ થી ૧૮૫૯ સુધીમા એ રીતે પત્તો મેળવવા માટે ૩૯ નવી ટુકડીઓ ઊભી થએલી, પણ તેમાની એકે એક નાસીપાસ નીવડેલી

જેમ જેમ નાસીપાસી મળતી ગઈ તેમ તેમ ફ્રાન્કલીનની ગામથકથા વધુ ને વધુ રોમાચક બનતી ગઈ

વર્ષો વીતતા ચાલ્યાં, પરંતુ હજુ નિરાશ આશા સેવી રહેલી લેડી ફ્રાન્કલીનથી એમના એમ બેસી ન રહેવાયું ને પોતાના પતિના ઉગાર માટે જાહેર ફડ એકઠુ કરી, પ્રખ્યાત શોધસફરી કૅપ્ટન મૅક્લિન્ટૉકને એણે પોતાના પતિના વાસ્તવિક અજામની સાચી માહિતી મેળવવા મોકલી આપ્યો

ઇ. સ. ૧૮૫૯માં 'ફૅાકસ' નામના જહાજમાં મૅક્લિન્ટૉક ઊપડી નીકળ્યો. આગળ જતાં કેટલાક એસ્કિમોનો ભેટો થયો. ફ્રાન્કલીનની ટોળીના વાવડ તેમની પાસેથી મેળવવાનો પ્રયાસ કરતાં તેમણે જણાવ્યું કે, ઘસડાતા ઘસડાતા ચાલતા, ને ચાલતાં ચાલતાં મરી જતા માણસોને હડસન ઉપસાગર પરના કોઈ બંદરે પહોંચવાનો પ્રયાસ કરતા તેમણે જોએલા ખરા.

એ જ દિશાએ મૅક્લિન્ટૉક આગળ વધ્યો. કિંગ વિલિયમ ટાપુ સુધી પહોંચતાં તો ફ્રાન્કલીનના નસીબની હૂબહૂ પ્રતીતિ તેને થઈ ગઈ. હારબંધ હાડપિંજરો એ સફેદ પરથાળ પર પથરાએલાં પડ્યાં હતાં, ને એમને જીવતે જે કપડાં શરીર પર હતાં તેના લ્લાસલ્લા ગાભા લઈ રહ્યા હતા.

મૅક્લિન્ટૉકની શોધના આખરી પ્રકરણનો, વિકટરી ભૂશિર પાસેથી મળી આવેલા ઍડમિરલ્ટીના એક કાગળ પર લખાએલા નીચે મુજબના સંદેશથી અંત આવ્યો. સંકટગ્રસ્ત અને ગુમરાહ જહાજો પોતાનો આખરી સંદેશ ઍડમિરલ્ટીની છાપવાળા જે કાગળો પર મૂકતા જાય છે એવો જ આ કાગળ કૅપ્ટન હૉબ્સનને હાથ લાગ્યો હતોઃ

"૨૫ મી એપ્રિલ, ૧૮૪૮

અહીંથી પાંચ ડિગ્રી વાયવ્યોત્તરે 'ઇરેબસ' અને 'ટેરર' નાશ પામ્યાં. ૧૮૪૬ ના સપ્ટેંબરની ૧૨ મીથી એ બરફમાં ખૂંચી ગએલાં. અફસરો અને ખલાસીઓ મળી ૧૦૫ જીવો કૅપ્ટન ક્રોઝીઅર સાથે અહીં ઊતર્યા, જ્યારે બાકીનાઓનો નાશ થયો. સર જોન ફ્રાન્કલીન ૧૮૪૭ ના જૂનની ૧૧ મીએ મોતને ભેટ્યો. અત્યાર સુધીમાં નવ અફસરો ને પંદર ખલાસીઓ મોતને ભેટી ચૂક્યા છે."

બસ ત્યાર પછીની જોઈતી સઘળી હકીકત મૅક્લિન્ટૉકને વહાણના ભંગારો ને કતારબંધ પડેલા હાડપિંજરો મારફત મેળવી લેવાની રહી. ઓળખી શકાય તેવું એક જ શરીર હાથ આવ્યું અને

તે લેફ્ટેનન્ટ ઇરવિંગનું. બાકીના તમામને માટે અટકળનો જ આશરો લેવાનો રહ્યો હતો.

મર્દદિલ સાહસબાજ ને નિર્ભીક નાવિક સર જોન ફ્રાન્કલીનના ખતરનાક અંજામની જગતને મળેલી આ સૌથી પહેલી ભાળ. ત્યાર પછીનો દરેક ધ્રુવસફરી એને લગતી વિશેષ માહિતી વધુ ને વધુ બહાર આણતો ગયો. એમાં સૌથી રોમાંચક વાત તો સર જોન રેએ બહાર આણેલી, અને તે એ કે, 'ઇરિબસ' અને 'ટેરર' પર ગુજરેલી હોનારતથી બચી જવા પામેલા એ સંઘમાંના આદમીઓ પાછળથી ભૂખ વડે એવા કાયર બની ગએલા કે અંતે નરભક્ષક બની ગયા હતા. જીવનવિગ્રહની એ અંતિમ કટોકટીએ તેઓ એકબીજાને ખાઈ જવા ઉદ્યુક્ત બની ગયા હતા!

દસ લાખથી વધુ પૌંડનો ખરચ કર્યા બાદ ચૌદ વરસે ફ્રાન્કલીનની ટોળીના જગતે જે સમાચાર મેળવ્યા તે આ! ઉત્તર ધ્રુવનો એ નાફરમાન પ્રદેશ આપણા પૂર્વજોની કલ્પના પ્રમાણે દનુજ સૃષ્ટિ પોતા પર ન ધરાવતો હોવા છતાં ખરેખર દાનવી મુલ્ક છે. એનું અફાટ બર્ફસ્તાન અનેક મરજીવાઓનું કબ્રસ્તાન બની ચૂક્યું છે. જો કે અસંખ્ય હોનારતો પછીના બોધપાઠોથી ને વૈજ્ઞાનિક અનુકૂળતાથી પોતાની અજોડ સહનશક્તિ ને અપ્રતિમ ધૈર્ય વડે કેટલાક નરપુંગવો મોતને એ સીમાડેથી પાછા પણ ફરી શકેલા છે, પણ એવા તો ગણ્યાગાંઠ્યા જ. જ્યારે જેમની વિદાય પછી એમના અંજામની તવાર પણ જગતને કાને ન પહોંચી શકી હોય એવા અભાગી શોધકોની સંખ્યા તો ગણી ગણાય નહિ એવડી મોટી છે. એ અભાગીઓમાં યે સર જોન ફ્રાન્કલીનની શહાદતે તો ધ્રુવ પ્રદેશની ખેડાણ-તવારીખને કારુણ્યની ટોચે પહોંચાડી કહી શકાય.

'ઇરિબસ' અને 'ટેરર'નો નાશ તો બરફના આક્રમણથી જ થયો હોવો જોઈએ, કારણ તેનાં લોઢાં ધ્રુવવર્તુલ નજીક વસતા

એસ્કિમો લોકોને વાપરતા અનેક તપાસનીશોએ જોયા હતા. એ હતભાગી સંઘમાંના અનેકોના સ્મરણસ્તંભો તો એ 'વેરાન પરચાળ પર જ ઊભાં કરવામાં આવ્યાં છે, જ્યારે કેટલાકનાં ઈંગ્લંડમાં.

અપાર પ્રયત્નો છતાં ફ્રાન્કલીનનું શબ હાથ ન આવી શકયું એ બાબતનો કંઇ બહુ ધોખો નથી. પરંતુ ધોખો તો ત્યારે થાય છે કે જ્યારે મૅક્લિન્ટૉક જણાવે છે કે ધ્રુવનો વાયવ્ય માર્ગ ફ્રાન્કલીને શોધી કાઢયો હતો અને ફિશ નદીના મુખ પાસે જ એ હોનારતને શરણ થયો હતો. ફ્રાન્કલીનનું કમનસીબ આ કથન અસહ્ય બનાવે છે.

અલબત્ત, ધ્રુવસાહસોના પ્રયાસોના મોવડીઓ તરીકે મૅકલ્યોર ને રૉસ સફળ શોધકોનું માન ખાટી જાય છે, જ્યારે પૅરી ને નાનસેને, પીઅરી ને આમનસેને તો ધ્રુવસફરોનો અવિસ્મરણીય આંક રાખ્યો છે, પરંતુ ફ્રાન્કલીનની તો નિષ્ફળતા યે એટલી ભવ્યોદાત્ત છે કે સઘળા સફરવીરોમાં એને અનોખું પદ સમર્પી રહે છે. એની સાહસદિલી આજપણ ઊગતી પેઢીઓના પ્રોત્સાહને પ્રેરી રહે છે. ધ્રુવપ્રદેશની શોધખોળનો કોઇ પણ ઇતિહાસ મરજીવા ફ્રાન્કલીનના 'ઇરેબસ' અને 'ટેરર'ના ઉલ્લેખ વિના અધૂરો જ રહે.

ફ્રાન્કલીનની પત્નીએ પોતાના પતિનું સ્મારક વેસ્ટ મિન્સ્ટર ઍબે મુકામે ચણાવવાની શરૂઆત કરેલી, પરંતુ એ પૂરું થવા પામે એ પહેલાં જ એણે પણ દુનિયાથી વિદાય લઈ લીધી.

એ પતિરત પત્નીની કબર વેસ્ટ મિન્સ્ટરમાંના ફ્રાન્કલીનના સ્મારક નીચે જ બનાવવામાં આવી, જેના પર ડીન સ્ટેનલીએ આ લખાણ કોતરાવ્યું:

"એની વિધવાએ આ ઊભું કર્યું, જેણે અનેકોને એની તપાસ માટે મોકલ્યા, ને લાંબો કાળ રાહ જોઈ છેવટે જાતે જ તેને પ્રકાશના સામ્રાજ્યમાં શોધવા જગતની વિદાય લઈ નીકળી પડી."

એ લખાણુની બરાબર ઉપર જ, ફ્રાન્કલીનની ભત્રીજીને પરણનાર ઇંગ્લંડના મહાન કવિ ટેનીસને ફ્રાન્કલીન માટે લખેલી કરુણપ્રશસ્તિ કોતરાયલી છે, જે આ ચરિત્રને પ્રારંભે જ આપેલી છે.

મરજીવા ફ્રાન્કલીન ! તારી રૂહને શાન્તિ ઇચ્છવા સાથે અમારા જિગરમાં તો તારા જીવતા જિગર જેટલી જ સાહસજન્ય અશાંતિ અમે ઇચ્છીએ છીએ.

"દુનિયાને મન હું કેવો લાગું છું તે હું નથી જાણતો; પણ મારી જાતને તો હું દરિયાના કિનારા પર રમતા એકાદ બાળક જેવો, એકેકથી વધુ લીસા કકાંકીઆ ને સુંદરતર છીપલાં વીણતો જ લાગું છું, જ્યારે સત્યનો અતાગ મહાસાગર તો મારી સામે વણશોધાએલો વિસ્તર્યો પડ્યો છે."

# વિનમ્ર વિજ્ઞાની સર આઈઝાક ન્યૂટન

સર આઈઝાક ન્યૂટને પોતાના જીવનકાર્યની ઉપર્યુક્ત સંક્ષિપ્ત સમીક્ષા જગતને સુણાવી ત્યારે તેનું વય પંચાશી વર્ષનું હતું. જગતના બૌદ્ધિક વિકાસના એ ચિરસ્મરણીય માર્ગરતંભની આ વિનમ્રતા કોઈ પણ જિજ્ઞાસુને બોધપાઠ સમી છે. માણસ કદી જ્ઞાનાતીત બની શકતો નથી એ આ ઉક્તિનો ગર્ભિત હેતુ છે. વિશ્વના અણોરણીયાન્થી મહતો મહીયાન્ ઘટક તત્ત્વોમાં ગુરુત્વાકર્ષણનો સિદ્ધાંત સંશોધી, વૈશ્વ ક્રમમાં સંવાદિતા સ્થાપનાર એ વિજ્ઞાનીએ વિશ્વનો વાસ્તવિક ખ્યાલ આપવા સાથે એમાં રહેલાં સૌન્દર્ય અને ભવ્યતાની પણ ઝાંખી જગતને કરાવી. એ રીતે અઢારમી સદીની એ સર્વોત્તમ વૈજ્ઞાનિક પ્રતિભા ગણાય છે.

અને એ એકલો વિજ્ઞ નહોતો; પ્રજ્ઞ પણ હતો. ટાંકા પાડી જેવો માત્ર હકીકતો એકઠી કરનાર એ ન હતો. અમુક વસ્તુ શું છે, એ

કરતા એવી શા માટે છે એ જાણવાની એને વિશેષ ઉત્કંઠા રહેતી હકીકતોનું અનુસંધાન કરી, પ્રાસંગિકમાંથી સ્થાયી તત્ત્વ તારવવાનું કામ એણે પાર પાડયું, અને તે એવી કુશળતાથી કે વોલ્તેર જેવાએ ફ્રાન્સના વિદ્વજ્જનો સામે તેનો દાખલો મૂકી એમને સવાલ કર્યો હતો, 'Ye, say, are ye not jealous of the great Newton?'

ગેલિલીઓ અને કેપ્લરનું અધૂરું રહેલું કાર્ય ન્યૂટને પૂરું કર્યું. ગેલિલીઓના અવસાન વખતે એ ઘોડિયામાં ઝીલતો હતો. એ બાળક જ ફીલુઓના દસ ફરમાનો કરતા વધુ યોગ્ય રીતે વિશ્વનો ઘટનાક્રમ સમજાવી શકશે અને વિચારજગતમાં અદ્વિતીય એવી ક્રાન્તિ આણી મૂકશે એવો ખ્યાલ એ વખતે હોય પણ કોને? પરંતુ એણે જ ગેલિલીઓએ વિશ્વચિત્રણા માટે પૂરેલા રંગોમાંથી કોઈ કલાકારની અદાથી વિશ્વનું સુસંહત ચિત્ર સર્જી આપ્યું. નિરીક્ષણ, ચિંતન ને સંશોધન એ જ માત્ર એની પ્રવૃત્તિ હતી અને એ પ્રવૃત્તિનું પરિણામ તે ગુરુત્વાકર્ષણનો એ મહાનિયમ—

'That very law which minds a tear,
And bids it trickle from its source,
That law preserves the earth a sphere,
And guides the planets in their course'

આમ માનવજ્ઞાનની એણે વિસ્તારેલી ક્ષિતિજ માટે, આશંકાઓમાં અચળતા સ્થાપવા માટે, એક વિજ્ઞાનીએ ન્યૂટનનું યોગ્ય જ ઋણ સ્વીકાર્યું છે, કે 'આપણે સૌ ન્યૂટનના ખભા પર જ ઊભેલા છીએ એ ન થયો હોત તો વિજ્ઞાન દ્વારા સધાયેલી આજની આટલી પ્રગતિ હોત કે કેમ, વિજ્ઞાન દ્વારા સધાયેલું માનવતાનું આટલું મહત્ત્વ હોત કે કેમ એ સવાલ રહે છે'

ઈ. સ ૧૬૫૮ના સપ્ટેબર મહિનાની ત્રીજી તારીખે ઈગ્લડનો ત્રાતા ઑલિવર ક્રૉમવેલ લડનમા છેલ્લા શ્વાસ લઇ રહ્યો હતો ત્યારે વૂલ્સથૉર્પ મુકામે સોળ વર્ષનો એક કુમાર સખત વાવાઝોડાની સામે કૂદતો રહી પવનના બળનુ માપ તપાસી રહ્યો હતો !

એ જ એ આઇઝાક ન્યૂટન લિકન પરગણાના વૂલ્સથૉર્પ ગામમા ઈ ૧૬૪૨ના ડીસેમ્બરની ૨૫ મીએ એ જન્મેલો એનો પિતા એના જન્મ પહેલા જ અવસાન પામી ચૂકયો હતો જુદી જુદી શાળાઓમા થોડુ ઘણુ ભણતર મેળવ્યા પછી નજીકના એક ગામડાની શાળામા એને મૂકવામા આવ્યો પણુ બાર વર્ષનો બેદરકાર ન્યૂટન શિક્ષકના કહેવા પર ભાગ્યે જ ધ્યાન આપતો નિશાળમા સૌથી ઠોઠ નિશાળિયા તરીકે તેની ખ્યાતિ હતી

પરતુ એ ઠોઠપણુ એક પ્રસગથી અજાણપણે તેનામાથી નીકળી ગયુ નિશાળમા એક છોકરાએ તેને પેટમા સજ્જડ ,મુક્કો માર્યો, ત્યારે પોતાની શારીરિક નબળાઈનુ તેને ભાન થયુ ને તે શરીર કેળવવા પાછળ પડ્યો અને એ કેળવીને તક મળતા જ પેલા છોકરાની કાનપટ્ટી પકડી બે થપ્પડ લગાવી દીધી અને માથુ પકડી દેવળની દીવાલ સાથે તેનુ નાક ઘસ્યુ પણુ એટલેથી એને સતોષ ન થયો. એ છોકરો નિશાળમા એનાથી ઊચે નબરે રહેતો ન્યૂટનને પોતાની માનસિક નબળાઇ હવે સાલી અને શાળામા માનસિક આધિપત્ય જમાવવા એણે કમર કસી. છેવટે વર્ગમા પહેલો નબર મેળવીને જ એ જપ્યો

અખતરાઓ કરવાનો ન્યૂટનને એ વયથી જ શૉખ હતો, એટલે જેના ઘરમા એનુ કુટુબ રહેતુ એ ક્લાર્ક નામના દવાઇ બનાવનારની પ્રયોગશાળામા તે અખતરા કરતો ઘેર પણુ સુતારી કામના ઓજારોથી અવનવા નમૂના બનાવતો તેમા પડોશમાં જોએલી એક પવનચક્કીનો એણે બનાવેલો નમૂનો તો અજબ હતો પવનચક્કીના ચક્કરમા પખા મૂકી તેમા એક કોથળી અદર લટકાવી, સાથે એક

ઊંદરને પૂરેતો ! કોથળામાના દાણા લેવા ઊંદર એક પછી બીજા પખા ઉપર કૂદે અને ચક્કર ફરવા માંડે !!

ચાર ફૂટ ઊંચા એક ખોખામા એણે પાણીથી ચાલતું ઘડિયાળ પણ બનાવ્યુ હતું અદર એ પાણી ભરી રાખતો, જે ચક્રના પખા પર ટપકતાં ચદા પર મૂકેના કાંટા ફરવા માંડતા માત્ર પગ હલાવતા ચાલે તેવી વગર ઘોડાની ગાડી એણે એક વખત બનાવેલી વળી પતગ બનાવવાનો પણ એને જબરો નાદ હતો પતગને છેડે પૂછડુ બાધવાને બદલે તે કાગળનું એક ફાનસ લટકાવતો અને તેમા બળતી મીણબત્તી મૂકીને રાતે તે ચગાવતો ગામડાના લોકો તો એનો પ્રકાશમાન પતગ જોઈ કોઈ નવો ધૂમકેતુ દેખાયો હોવાનુ જ માની લઈ દુનિયા પર આવી પડનારી આપત્તિથી ચિંતાતુર રહેતા !

એ જ અરસામા એ વળી કવિતાઓ પણ બનાવવા માડેલો, અને પોતાના અખતરાઓની યોજનામા સહાયક નીવડે એ માટે થોડુક ચિત્રકામ પણ શીખેલો—કોઈને શિક્ષક બનાવ્યા સિવાય એના દીવાનખાનાની દીવાલો એનાં પોતાનાં અને નકલ કરેલાં ચિત્રોથી ઊભરાતી રહેતી !

પરતુ એની આ સઘળી ઉલટ ઉપર ઓચિંતો ફટકો પડયો, એની માએ કરેલા પુનર્લગ્નમા બીજી વારનો ધણી પણ અવસાન પામ્યો ત્યારે એક પણ દમડી વિના ત્રણ છોકરાં સાથે લઈ ન્યૂટન પોતાની દાદી સાથે રહેતો હતો ત્યા એની માતા આવી પહોચી ઘરખટનો ચલાવવો આથી મુશ્કેલ થઈ પડયો ને ન્યૂટનને પદરમે વર્ષે અભ્યાસ છોડી બાપની ખેતી સભાળવાનું માથે આવ્યુ !

છતા ખેતરની ભોમ કરતા ન્યુટનની મનોભોમકા અવનવા વિચારોથી વધુ કેળવાઈ રહી હતી ખેતીમાં એ અધૂકડે દિલે જ પરોવાયો હતો એને રસ હતો જળઘડીઓ ને છાયાઘડીઓ બનાવવામા, સૂરજનો પ્રકાશ જોવામા ને અવનવી યાંત્રિક હિકમતો ઊભી કરવામા.

એની મા બીજા એક સાથીદાર સાથે ખેતરની ઉત્પન્ન તેને શહેરમાં વેચવા મોકલતી ત્યારે સાથીદારને એકલો જવા દઈ, પોતે ક્લાર્કની પ્રયોગશાળામાં ઘૂસતો અને ક્યારેક અખતરા અજમાવતો તો ક્યારેક જૂનાં પુસ્તકો ફેંદતો. ખેતરમાં જઈને પણ વાડ આડે પડયો તે ઉઝીનાં આણેલાં પુસ્તકો વાંચ્યા કરતો. એ જ અરસામાં ઉપર ઉલ્લેખ આવી ગયો એ રીતે પવનનું બળ માપવાની ઉત્કંઠા એને જાગી હતી. આવો જિજ્ઞાસુ કિશોર શું ખેડૂત થવા યોગ્ય હતો? નહિ જ. એની મા અને એનાં બીજાં સંબંધીઓને પણ તેની પ્રતીતિ થઈ અને તેને ફરી શાળામાં દાખલ કરવામાં આવ્યો.

ઈ. ૧૬૬૧ના જૂન મહિનામાં ઓગણીસ વર્ષની વયે ન્યૂટનને કેમ્બ્રિજના ટ્રિનિટી કૉલેજમાં દાખલ કરવામાં આવ્યો. ત્યા એક મેળામાંથી ખરીદેલી ખગોળ પરની જૂની ચોપડી વાંચતાં તેના વિશેષ અભ્યાસ માટે ગણિતના જ્ઞાનની આવશ્યકના તેને જણાઈ અને યુક્લીડની ભૂમિતિ એણે વાંચવાનું શરૂ કર્યું. પરંતુ એના કોયડા એને એટલા તો સહેલા અને સ્વયંસિદ્ધ લાગ્યા કે નકામી માની એ ચોપડીને એણે ફેંકી દીધી.

પરંતુ પાછળથી ઉપલા વર્ગમાં આવતાં ગણિતશાસ્ત્રના પ્રોફેસર બૅરોનાં ભાષણો સમજી શકાય એ માટે પેલી નકામી ગણી ફેંકી દીધેલી ચોપડી જ એને આગળના જ્ઞાનના પાયારૂપ લાગી. એ ફેંકી દીધેલી ચોપડી આખી ઉથલાવી ગયા બાદ ડેસકાર્ટિસની 'ભૂમિતિ', સૅાન્ડરસનનું 'તર્કશાસ્ત્ર', કેપ્લરની 'દૃષ્ટિશાસ્ત્રની મીમાંસા' તથા વૉલિસનું 'આનંત્યનું ગણિત' (De Arithmetica infinitorum) પણ એ વાંચી ગયો અને ત્યાર પછી બે જ વર્ષ રહીને એ જ ક્ષેત્રમાં ગાણિતિક પૃથક્કરણની બાબતમાં એણે જે ખંત અને પ્રતિભા પ્રદર્શિત કર્યાં તેથી તેના ઉજ્જવળ ભાવિની સૌ કોઈને આશા બંધાઈ હતી. પહેલવહેલી એણે ગણિતમાં 'કૅલક્યુલસ'ની રીત શોધી કાઢી.

પછી પ્રકાશના કિરણોનુ પૃથક્કરણ કરીને મેઘધનુષ્યમા દેખાતા બધા રંગો તેમા હોવાની જાહેરાત કરી રંગવિજ્ઞાનનો પાયો નાખ્યો. ત્રિપાર્શ્વ કાચ વડે એણે આ બે શોધી કાઢ્યો, પણ એમા એની એક ભૂલ થઈ હતી. પ્રકાશને એણે કણોનો બનેલો માન્યો હતો પરંતુ જગતને પાછળથી હ્યુજેન્સ જેવો વિજ્ઞાની મળી રહ્યો, જેણે એ ભૂલ સુધારી પ્રકાશનું તરંગમાન નક્કી કર્યું.

આ અખતરો એણે ત્રેવીસ વર્ષની વયે કરેલો. લંડનમા એ અરસામા પ્લેગ ચાલુ હોઈ, તેને વુલ્સથૉર્પ રહેવાનું થએલું. આમ મળેલી ફુરસદને ન્યૂટન જેવો માણસ નકામી કેમ જવા દે?

ઝાડ પરથી સફરજનનુ પડવુ જોઈ તેના પરથી વિશ્વમા ગુરુત્વાકર્ષણની એણે કરેલી શોધની જે વાર્તા કહેવામા આવે છે તે પણ આજ અરસાની સભરે છે. વાડીમા બેસીને સફરજનનુ પતન કદાચ એણે જોયુ હોય. પણ એટલા પરથી જ એને ગુરુત્વાકર્ષણનો નિયમ હાથ લાગી ગયો એમ માનવાને કશું કારણ નથી. એણે કેપ્લર તથા ગેલિલીઓનો પૂરેપૂરો અભ્યાસ કર્યો હતો. આકાશી પિંડોની ગતિથી તે વાકેફ હતો. છતા અંગ્રેજો તો એ ઝાડ પડી ગયુ ત્યા સુધી ન્યૂટનની પ્રતિભાના પ્રોત્સાહક તરીકે તેનુ પ્રદર્શન કરતા રહેલા, અને હવે એ ઝાડના નાના નાના ટુકડા પણ સંઘરી રાખેલ છે!

માત્ર પૃથ્વીને કે સૌરજગતને નહિ પણ વિશ્વમાના પદાર્થમાત્રને લાગુ પડતા આ સિદ્ધાંત માટે ન્યૂટને સૌ પહેલી જે કલ્પના દોડાવેલી તે તો કેપ્લરના અનુમાન કરતા પણ બેહૂદી હતી. એને શાસ્ત્રીય સંપૂર્ણતાએ પહોંચાડતા વચ્ચે પુષ્કળ વખત નીકળી ગયો. કદાચ એણે પૃથ્વીના કદનું ખોટુ માપ લીધુ હોય તેને એ આભારી હોય કે એને લગતા બીજા સહાયક પુરાવાના અભાવને આભારી હોય. એ માટે એણે મૂકેલા દાખલાનો જવાબ એની ગણતરી મુજબ ૧૬ આવવો જોઈએ તેને બદલે ૧૩.૯ આવ્યો અને એ બધા જ કાગળિયા એણે તેર વરસ સુધી ટેબલના ખાનામા ભરી મૂક્યા.

પ્લેગ નરમ પડયો એટલે ન્યૂટન પાછો કેમ્બ્રિજ ગયો. એ વખતે હજુ એણે પચ્ચીસી પણ પૂરી કરી ન હતી છતાં પોતાની મહત્તાનાં બી તો એણે વાવી દીધેલાં હતાં. ' Differential calculus ' એણે શોધ્યું હતું, ગુરુત્વાકર્ષણ શોધી કાઢયું હતું—જો કે તે સાબિત કરવાનું બાકી હતું, ગેલિલીઓના ગતિના ત્રણ નિયમોની સ્પષ્ટ સમજણ પાડી હતી, સૂર્યપ્રકાશનું પૃથક્કરણ કર્યું હતું, અને રંગપૃથક્કરણની શક્યતા પણ ઊભી કરી હતી. એણે હજુ કશું છપાવ્યું ન હતું, એટલે ૧૬૬૮ માં એ ગ્રેજ્યુએટ થયો ત્યાંસુધીમા ખાનગી વર્તુલો સિવાય બહારનું જગત તેને પિછાણતું નહોતું.

ઈ. ૧૬૬૯ માં ડૉ. બૅરો નિવૃત્ત થતાં ન્યૂટનને તેના સ્થાને ગણિત અને ભૌતિકશાસ્ત્રનો પ્રોફેસર નીમવામાં આવ્યો. ત્યારથી ૧૬૯૫ સુધી છત્રીસ વર્ષ એક સરખાં એણે પ્રાધ્યાપનમાં ગાળ્યાં પણ એ એટલાં વર્ષોમાં વૅકેશન સિવાય એ એકે દિવસ કૉલેજમાં ગેરહાજર રહ્યો ન હતો. રહેતો પણ એ કૉલેજમાં જ. વાર્ષિક સો પૌંડનો પગાર તેને મળતો. તેમાં અઠવાડિયે માત્ર એક ભાષણ આપવાનું તથા ચાર કલાક વિદ્યાર્થીઓ જોડે સંભાષણ ચલાવવાનું રહેતું.

ઇ. ૧૬૭૧માં ખગોળના ક્ષેત્રમાં જાણીતા સેલિસબરીના બિશપ સેટવર્ડે લંડનની રૉયલ સોસાયટીને ન્યૂટનને પોતાનો સભ્ય બનાવવાનો અનુરોધ કર્યો. જો કે ન્યૂટને ત્યાંસુધીમાં કશું છપાવ્યું ન હતું, છતાં તેનું કાર્ય જાણીતું હતું અને એ કાર્યદિશા ભાવિની ઉજ્જવલ આગાહી આપતી હોઇ, ઈ. ૧૬૭૨ના જાન્યુઆરીની ૧૧મી તારીખે તેને સભ્ય તરીકે ચૂંટવામાં આવ્યો.

હવે એણે ગુરુત્વાકર્ષણનો સિદ્ધાંત હાથ ધર્યો આ વખતે એને જોઇતો સાચો જવાબ મળી રહ્યો. ઇ. ૧૬૮૪ માં ચન્દ્રની ગતિનો ફરી હિસાબ લગાવતાં તેને એ મહા સત્ય મળી ગયું. ન્યૂટનની મહત્તા

આ સિદ્ધાંતની એકથી વૈજ્ઞાનિક પર્યેષણામાં જ પર્યાપ્ત નથી થતી પણ એ સિદ્ધાંતે માનવસમાજના વિશ્વ વિષેના ખ્યાલો પર તથા તે સાથે સંકળાએલી ઈશ્વરની ભાવના પર જે અસર કરી તેના પર જ રહેલી છે.

વિશ્વ વિષયે વિજ્ઞાનીઓએ આયાસપૂર્વક પ્રાપ્ત કરેલી જે હકીકતો વેરવિખેર પડી હતી તેને આ એક જ સિદ્ધાંતે પરસ્પર સંબદ્ધ કરી આપી. છતાં માનવસમાજમાં એ સિદ્ધાંત પૂર્ણત સ્થિર થતાં પચાસ વરસ લાગ્યાં હતાં કોપરનિકસના સિદ્ધાંતોને ટોલેમીના જૂનાવેલા વિચારો સામે મથવાનું હતું, ગેલિલીઓને એરિસ્ટોટલના પંથના વિદ્યાગુરુઓ સાથે ઝગડવાનું હતું, તેમ ન્યૂટનને એ કાળે વિદ્યાપીઠોમાં શીખવાતા ગતાનુગતિક શિક્ષણ સામે ઝૂઝવાનું હતું ઑક્સફર્ડ વિદ્યાપીઠ જેવી સંસ્થા પણ ન્યૂટનના 'પ્રિન્સિપિયા'ને બદલે ન્યૂટને જ નાસાબિત કરેલી એવી ડેસ્કાર્ટિસની 'theory of vortices' વર્ષો સુધી પાઠ્ય પુસ્તક તરીકે ચલાવી રહી હતી! અને ન્યૂટનનો પહેલવહેલો એ વિદ્યાપીઠે સ્વીકાર કર્યો તે પણ કાર્ટેસિયન સિદ્ધાંતો પરનો 'પ્રિન્સિપિયા'નો વિરોધ પોતાના પાઠ્ય પુસ્તકમાં નીચે નોંધ રૂપે મૂકીને! વિજ્ઞાનજગતમાં ચક્રવર્તી ગણાતું તેનું આ પુસ્તક 'પ્રિન્સિપિયા' ઇ સ ૧૬૮૭માં બહાર પડેલું આપણે તો પાઠ્ય પુસ્તકોમાં સફરજનના પતનની વાત વાંચી ત્યારથી જ ન્યૂટનને મહાન વિજ્ઞાની તરીકે સ્વીકારી ચૂક્યા છીએ, પણ એનો પોતાનો જમાનો એનો આ ગુણમહિમા નહોતો સ્વીકારી શક્યો.

ચન્દ્ર પરની પૃથ્વીના આકર્ષણની ગણતરી કરીને એણે વ્યસ્તવર્ગનો જે સિદ્ધાંત સ્થાપ્યો તે ભૌતિકશાસ્ત્રમાં તેમ પ્રકાશશાસ્ત્રમાં પણ સંપૂર્ણ કામ કરે છે એક ચોરસ ફૂટ પ્રકાશ, દીવો બળતો હોય ત્યાંથી બે ફૂટ દૂર પડે તો ચાર ચોરસ ફૂટ પર પથરાય છે ચાર ફૂટ છેટે મૂકીએ તો સોળ ચોરસ ફૂટ પર પથરાય છે આમ પ્રકાશ એટલો ને એટલો રહેતા છતાં વધુ સપાટી પર

પથરાતાં ઝાખો ને ઝાંખો પડતો જાય છે. એ જ સિદ્ધાંત પર ગુરુત્વાકર્ષણ અદશ્ય રીતે અવલબેલું છે સુગધ પરિમળની પેઠે એક બિંદુથી તે સર્વત્ર ફેલાઈ રહે છે, અને તેના મધ્યબિંદુના અતર પ્રમાણે તેમાં વધઘટ રહે છે.

પ્રકાશ માટે વિજ્ઞાનીઓમાં એ કાળે ચાલતો ભ્રમ પણ ન્યૂટને દૂર કર્યો. એ લોકો લાવ પ્રકાશને પ્રકાશનુ ઘટ્ટમા ઘટ્ટ સ્વરૂપ માનતા, ને આસમાની પ્રભા સફેદ તે કાળા કણોનો બનેલો માનતા. ન્યૂટને ત્રિપાર્શ્વ કાચ વડે અખતરા કરતા સૂર્યના સફેદ દેખાતા પ્રકાશમાં સાત રગો જોયા, અને એવા બીજા કાચવડે એ સાતે રગોને પાછા એકત્ર કરતા તેનું સફેદ રગમા થતું પુનરાવર્તન જોયુ એ પરથી એણે જાહેર કર્યુ કે આપણને લાલ, પીળા, વાદળી ઇત્યાદિ જુદા જુદા રગો દેખાય છે તેનુ કારણ એમનું તરંગમાન લાબુટૂકુ હોય છે આપણને જુદા જુદા પદાર્થો જુદા જુદા રંગના લાગે છે તેનુ કારણ એ કે એ પદાર્થો માત્ર એ જ રગના કિરણનુ પ્રતિબિબ પાડી, બાકીના રગો ગળી જાય છે.

પ્રકાશ પરના અખતરાઓથી મળેલા અનુભવ પરથી ૭ ઈંચ લાબી ભૂગળીમા એણે એક દૂરબીન બનાવી કાઢયુ જેનાથી વસ્તુઓ ૪૦ ગણી મોટી દેખાતી હતી આ રમકડા જેવા સાધન વડે આકાશ તરફ તે મીટ માડતો રહેતો એ વડે જ એણે ગૃહસ્પતિનો ગ્રહ તેના ચાર ચન્દ્રો સાથે જોએલો એ દૂરબીનનો નમૂનો હજુ રૉયલ સોસાએટીમા સઘરી રાખવામા આવ્યો છે

એકલા ગ્રહોપગ્રહો પર જ નહિ, પણ આમાશી ધાડપાડુઓ સમા ધૂમકેતુઓ પર પણ પહેલ વહેલો યથાર્થ પ્રકાશ એણે પાડયો. જેના આધારે જ પાછળથી પોતાના નામે ઓળખાતા ધૂમકેતુના પુનરાગમનની આગાહી હેલી કરી શકેલો વળી પૃથ્વીની ધ્રૌવ ઉદગ્રરેખા કરતા વૈષુવ ઉદગ્રરેખા ૨૬ માઇલ લાબી હોવાનું અને પૃથ્વી

બને ધ્રુવો નજીક ચપટી અને વિષુવવૃત્ત નજીક ઉપસેલી હોવાનું પણ એણે જ સમજાવ્યું કારણ, એમ ન હોય તો વિષુવવૃત્ત નજીક દરિયાનાં પાણી જમીનથી ચૌદ માઈલ ઊંચા રહેવા જોઈએ અને બને ધ્રુવ પ્રદેશો પર સૂકી જમીન રહેવી જોઈએ

આ પ્રમાણે પરિભ્રમણશીલ સમૂદ્રના ધ્રુવો પર ગુરુત્વાકર્ષણના અને આવતી ચપટાશની એની જાહેરાતે ગુરુના ગ્રહની તેની ધરી પર ફરવાની ગતિના વખતનો કયાસ કાઢવામાં સહાય કરી ધ્રુવપ્રદેશો કરતા વિષુવવૃત્ત નજીક આકર્ષણ વિશેષ રહે છે એ એણે જાહેર કર્યું ધ્રુવપ્રદેશો પર થતું ૧૯૪ પૌંડ વજન વિષુવવૃત્ત પર ૧૯૫ પૌંડ થાય સમુદ્રમાં થતા ભરતીઓટનો પણ એણે સાચો ખ્યાલ આપ્યો એમને ચન્દ્રની ગતિ સાથે સંબંધ હોવાનું કેપ્લર કહી ગએલો, પણ એ સંબંધ શા માટે ને કેવી રીતે હોવો ઘટે તેનો ખુલાસો તે નહોતો આપી શકયો. ગેલિલીઓ જેવા વિજ્ઞાનીએ પણ કેપ્લરની આ માન્યતાની મજાક ઉડાવી હતી, ત્યારે ન્યૂટને એ આખી વસ્તુ વૈજ્ઞાનિક રીતે સાબિત કરી આપી

આમ, ન્યૂટને ગુરુત્વાકર્ષણની શોધ કરી વિશ્વની એકતા સમજાવી, અધાધુધીને સ્થાને નિયમિતતા આણી, ગણિતશાસ્ત્રની ગણના પદ્ધતિમાં ક્રાન્તિ આણી, આકાશી તેજપિંડોના આવાગમનના ખાતરીબંધ સિદ્ધાંતો સ્થાપ્યા, પ્રકાશનું પૃથક્કરણ કરી દૃષ્ટિશાસ્ત્ર (Optics)માં પ્રગતિ આણી, પ્રતિબિંબાત્મક દૂરબીનની શોધ કરી જગતને વિશ્વની વિશાળતાનું ભાન કરાવ્યું, ટૂંકામાં વિશ્વનું આખું સુસંકલન ચિત્ર એણે નિર્માણ કર્યું ભૂતકાળનું સઘળું જ્ઞાન એકીકૃત કરી તે પર પોતાની પ્રતિભાનો પ્રકાશ પાથરી એણે ભૌતિક નિયમોનું સામ્રાજ્ય મનોગોચર બનાવ્યું, પછી અંગ્રેજ કવિ પોપ કુદરતના એ દુભાષિયાને આ રીતે સન્માને તેમાં શી નવાઈ ?

'Nature and Nature's laws lay hid in night,
God said, let Newton be! and all was light '

મધ્યમ બાંધાનો ને શાંત મુખમુદ્રા ધરાવનો વેધક તીણી આંખો વાળો એ શક્તિસંપન્ન ને સાધુચરિત વિજ્ઞાની સાદાઈમાં જ સદા મોજ માણતો. જિંદગીની છેલ્લી ઘડી સુધી તે એકાંતનો અનુરાગી રહ્યો હતો. ચિંતન સિવાય એને બીજું કોઈ વ્યસન જ હતું નહિ. પથારી-માંથી ઊઠતાં કોઈ વિચાર આવે તો ખાટલાની ઈસ પર બેઠો કલાકો સુધી તે વિચારમાં પરોવાઈ જતો. આખી જિંદગી એ અવિવાહિત રહ્યો હતો, અને તેનું કારણ, ફૉંતીનેલના કહેવા મુજબ, કદાચ લગ્ન પર વિચાર કરવા જેટલી તેને ફુરસદ પણ નહિ મળી હોય.

પરંતુ લગ્નને સંભવિત બનાવતા એક પ્રસંગમાંથી તો તે પસાર થયો હતો, અને તે, એને ખેતરના ઝોંસરામાંથી છોડાવનાર એના કાકાની એક પુત્રી સાથે ગુજારેલી થોડી મીઠી પળો. ન્યૂટન વિજ્ઞાનની અને પોતાના પ્રયોગોની લાંબી લાબી વાતો તેને કરતો અને એ બધી લાંબી વાતો એ એમાં તલ્લીન બનીને મુગ્ધપણે હમેશાં સાંભળતી રહેતી. ન્યૂટન પ્રત્યેનો એનો અનુરાગ એટલી હદે હતો કે એક વખત તો ન્યૂટનનું યે દિલ કદાચ હલી ઊઠ્યુ હશે.

એને થયું હશે, ' આ છોકરીએ તો મને શુનો શું ધારી લીધો છે. એ પોતે પણ ક્યાં ઓછી ખૂબસુરત, ઓછી હોશિયાર છે ? મારે પડખે રહી મને મૂંઝવતા કૂટ કોયડામા એ પણ ભાગીદારી કરી, મારી જિંદગીનો સહારો બની રહે તો ?

જગતના પ્રારંભથી પુરુષોએ સ્ત્રીઓ વિષે આવાં સ્વપ્નાં સેવ્યા કર્યાં છે.

છતાં ન્યૂટન એથી નિરાળો નીકળ્યો. આટલો અનુરાગ છતાં બંનેનાં લગ્ન ન થયાં. એ સોહામણી છોકરીને ન્યૂટન દુરારાધ્ય લાગ્યો હશે, એના વિજ્ઞાનને સર્વસ્વ માનતા માનસની એને ભીતિ લાગી હશે.

કે પછી ન્યૂટને લગ્નસંબંધ પ્રત્યે સમૂળગુ દુર્લક્ષ જ કર્યું હતું? ગમે તે કારણ હોય, પણ એ છોકરી બીજે પરણી ગઈ, અને એ છોકરી માટે પોતાના દિલમાં કદિક કોમળ લાગણી ઊઠી હશે એ વાત પણ ન્યૂટન ભૂલી ગયો

ન્યૂટનના લોકોત્તર જીવનમા રંગદર્શને કશુ સ્થાન મેળવ્યુ હોય તો તે આટલું અલ્પ જ

આવો સમર્થ વિદ્વાની હોવા છતા ન્યૂટન હમેશા ગરીબ જ રહ્યો હતો, એ બીના પણ નોંધપાત્ર છે–એટલો ગરીબ કે એક વખત રૉયલ સોસાયટીના સભ્યપદના પણ પૈસા ભરવાના તેની પાસે નહોતા ને તેણે એ પદનું રાજીનામુ લખી મોકલેલુ પણ સેક્રેટરી ઓલ્ડેનબુર્ગે તે મંજૂર નહોતુ રાખ્યુ

યુનિવર્સિટીમા જેમ્સ બીજાને એણે દરમિયાનગીરી કરતો અટકાવેલો એ પરથી કેમ્બ્રિજ યુનિવર્સિટીએ પોતાને પાર્લામેન્ટમા એક સભ્ય મોકલવાના મળેલા હક પરથી ન્યૂટનને ચૂટીને મોકલેલો પરતુ પાર્લામેન્ટની આખી કારકિર્દી દરમિયાન એક જ વખત ન્યૂટન બોલેલો, અને તે એક વખતા ઠંડીથી ધ્રૂજતો હતો ત્યારે એની નજીકની બારી બધ કરવાની ચપરાશીને સૂચના કરવા એની શરમાળતા તો એટલી બધી હતી કે ઇ. ૧૭૧૪મા આમસભામા દરિયાના રેખાશના નિર્ણય અંગેનુ બિલ આવતા ન્યૂટનને તે પર પોતાનો અભિપ્રાય જણાવવાનું કહેવામા આવતા તે એકે શબ્દ બોલેલો નહિ અને ઘણા સભ્યોનો વાધો છતા પોતાનો અભિપ્રાય કાગળ પર લખીને આપ્યો હતો।

નવાઈની વાત તો એ છે કે ન્યૂટને પોતાની પિસ્તાળીસ વર્ષની વય પછી કશુ જ લખ્યુ નથી, જ્યારે સાચુ જોઈએ તો એ ઉમરે તો બુદ્ધિમા પૂર્ણ પરિપક્વતા આવે છે એના કૂતરા ડાયમડે ન્સાયણ-

ચાસ્રપત્રનાં એના લખેલા કાગળિયાં બાળી નાખ્યાં એ આઘાતથી જ કદાચ બાયટના કહેવા પ્રમાણે ન્યૂટન નિષ્પ્રવૃત્ત બની ગયો હતે એ આઘાતથી થોડો વખત એણે માનસિક સમતુલા પણ ગુમાવી દીધી હતી જો કે સર ડેવિડ બ્રૂસ્ટરે 'રાષ્ટ્રીય પ્રશ્ન' ગણી આ બાબત પર ઢાંકપિછોડો કરવાનો પ્રયત્ન કરેલો, પણ 'On the Human Understanding' ના લેખક લૉકને એણે લખેલા કાગળો એ સ્થિતિ પર પૂરતો પ્રકાશ પાડે છે

વળી બીજી નવાઈની વાત એ છે કે આખુ યુરોપ ન્યૂટનના જ્ઞાનસાગરમા અવગાહી રહ્યુ હતુ ત્યારે પચાસની વયે પહોચેલો ન્યૂટન ભૂખે મરતો હતો કૅમ્બ્રિજનો એક જૂનો વિદ્યાર્થી ચાર્લ્સ મૉન્ટેગ્યુ ઇ ૧૬૯૦મા ચૅન્સેલર ઑવ ધી એક્સચેકર થયો ત્યારે ન્યૂટનની આ હાલાકી દૂર કરવા તેને ટકશાળનો ઉપરી નીમ્યો વૉલ્તેર એની 'Philosophical Dictionary' મા લખે છે કે મૉન્ટેગ્યુએ તેને આ દરજ્જો તેની વૈજ્ઞાનિક પ્રતિભા પર મોહીને નહિ, પણ તેની ભત્રીજી બાર્ટન પર મોહીને આપ્યો હતો—'Calculus and gravity would have done him no earthly good, without his pretty niece.'

ટંકશાળમા રહીને વિજ્ઞાનને એણે તિલાંજલિ આપી દીધી સિક્કાઓની બાબતમા સુધારણા કરવામા એનુ મન એટલુ તો ગુ ચવાએલુ રહેતું કે એને કોઈ ત્યારે ગુરુત્વાકર્ષણ પર સવાલ કરતુ તો તે સુઝાઈ જતો 'ગણિતનું કામ મારાથી પહેલુ' કહીને ટકશાળને જ એણે પોતાનો રસવિષય બનાવી દીધો હતો

ઈ ૧૭૦૩ મા રૉયલ સોસાયટીનું પ્રમુખપદ તેને સોપાયુ અને આમ-ણુ તેણે વિજ્ઞાનનું એ પ્રતિનિધિત્વ સાચવ્યુ ઇ ૧૭૦૫મા રાણી

આને તેને મેરીનેટ પદ આપ્યુ જે જે ઊંચામા ઊંચાં સમાનોની અપેક્ષા રાખી શકાય તે સત્વગા એને મળ્યાં

પ્રાણિશાસ્ત્રમાં ડાર્વિનના 'ઑરિજિન ઑવ સ્પીસીઝ' એ ચક્રવર્તી ગ્રન્થે ઓગણીસમી સદીમા જે ક્રાન્તિ આણી, એવી જ ક્રાન્તિ ભૌતિકશાસ્ત્રમા ન્યૂટનના 'પ્રિન્સિપિયા' એ ચક્રવર્તી ગ્રન્થે અઢારમી સદીમા આણી આઇન્સ્ટાઇનના સાપેક્ષવાદે ન્યૂટન પછી ભૌતિકશાસ્ત્રમા જબરી ક્રાન્તિ આણી દીધી છે, પણ ન્યૂટન જેવો ધીરગભીર ચિંતક એવી ક્રાન્તિથી કદાચ વાકેફ પણ હોય, એ જીવનના અંતભાગે એણે ઉચ્ચારેલા જે શબ્દો લેખની શરૂઆતમા ટાંક્યા છે તે પરથી જણાઈ આવે છે

એડવર્ડ મૅન્કસ એ બાબે લખે છે,

'...When we think of the author of the Principia comparing himself to "a boy playing on the sea-shore," it is natural to suppose that he had had a vision of the great men and the great discoveries *to* come after him He was, when he said that, an old man visibly withdrawing from the world He *must have had a Pisgah-sight* of Clerk Maxwell and the electro-magnetic theory of light, of the Curies and radio-activity, of Rutherford and his model of the atom, of Max Planck and the quantum theory, even of Einstein and the final *destruction of the Newtonian universe* "

આવો દ્રષ્ટા પુરુષ તો પછી પોતાના રસવિષયથી તઅદિલ કેમ બની જાય? એક તો એની શોધોએ વિજ્ઞાનજગતમાં ખૂબ ઝગડા મચાવેલા. એના ‘ડીફરેન્સ્યલ કેલક્યુલસ’ની બાબતમાં લાઈબનિટ્ઝ જોડે ઝગડો પડેલો, ગુરુત્વાકર્ષણની બાબતમાં હૂક જોડે, અને ચન્દ્રના નિરીક્ષણ બાબતમાં ફ્લૅમસ્ટીડ જોડે. આ ઝગડાઓથી બચવા માટે એણે માનસિક નિષ્ક્રિયતાભરી એકાંત વહોરી લીધી હોય કે પછી પોતાની ઉત્કૃષ્ટ ધાર્મિક વૃત્તિને એ આભારી હોય.

પરંતુ ન્યૂટનનાસર્વશ્રેષ્ઠ ચરિતકાર જે. ડબલ્યુ. એન. સલિવાનના કહેવા પ્રમાણે ન્યૂટનની એ એકાંતપ્રિયતા એના સ્વભાવ સાથે જડાએલી નહોતી, એની સંકલ્પશક્તિવડે તેણે તે સાધ્ય કરી હતી. અને એ તો એટલે સુધી કહે છે કે ધર્મની બાબતમાં ન્યૂટન જેવા સંપૂર્ણ સનાતન માણસને વિજ્ઞાનથી પ્રાપ્ત થતાં સત્યો ધાર્મિક સત્યોથી અસંગત લાગતા પણ તેણે કદાચ વિજ્ઞાનનો મોહ છોડી દીધો હોય.

વયના ૮૫ મા વરસે માર્ચ મહિનાની ૨૦મી તારીખ ને સોમવારે વિજ્ઞાનના આ અક્ષર માર્ગરતને પોતાનુ ક્ષર જીવન સંકેલી લીધું. એને વેસ્ટ મિન્સ્ટર ઍબે મુકામે દફનાવવામા આવ્યો. એના શિષ્ય અને ‘Treatise on Optics’ ના લેખક ડૉ. રૉબર્ટ સ્મિથે ટ્રિનિટી કૉલેજમાં તેનું આરસનું બાવલું મૂકાવ્યુ, જેના અધોભાગે આ લખાણ આવેલું છે: ‘Qui genus humanuum ingenio superavit.’

અને ઇંગ્લંડે ચિરધામ પળતા એ જ્ઞાનયાત્રી માટે શું કર્યું! સ્પેનિશ જહાજો પકડનારા ચાંચીઆ કે પરરાષ્ટ્રોની રાજધાનીઓને

આગ લગાડનારા કાયર સેનાનીઓ પર માનચાંદોનો કૂલ્લો કરી દેનાર ત્યાંની સરકારે એની અંત્યેષ્ટિ ક્રિયામાં પણ કશો ભાગ ન લીધો! અલબત્ત, ન્યૂટન સર્વથા સંપૂર્ણ હતો એમ આપણે ન કહી શકીએ. એ પણ મનુષ્ય હતો, અને માનવસહજ દોષો તેનામાં સંભવે પણ ખરા. પરંતુ લૂર્ડ ફીગે કહે છે તેમ, 'Much should be forgiven to a genius who extends the frontiers of human understanding.'



## આઝાદીનો આશક
## જોસેફ
# ગેરીબાલ્ડી

No truculent bandit or soldier of fortune or theatrical hero is Garibaldi, but one of Nature's own kings—one of the leaders of the people who may safely trust him with supreme command He is no price seeker no hunter after pension or properment he fights for his country like a brave true man who has a great duty to perform but when the fighting is over sheathes his sword shuns the gaze of applauding multitudes and follows again some humble employment in quiet retirement The world has not many such men

—Anon

આજે કાળાં ખમીસોમાં સજ્જ બનીને ઘૂમતી ઈટાલીની નવજુવાની પ્રાચીન રોમન શહેનશાહતનું બહુમાન સેવી રહી છે પરંતુ આજથી એક જ સૈકા પહેલાં એ ઈટાલીની એક રાષ્ટ્ર તરીકે પણ ગણાતી ન હતી. ઑસ્ટ્રિયાનો પ્રખ્યાત રાજપુરુષ મેટરનિક કહેતો તેમ ઈટાલી 'માત્ર ભૌગોલિક સંજ્ઞા' હતું. ઉત્તરમાં ઑસ્ટ્રિયા લૉમ્બાર્ડી ને વેનેશિયા દબાવી બેઠું હતું. દક્ષિણમાં નેપલ્સ અને સિસિલી સ્પેનિશ બુર્બોના હાથમાં હતાં, અને વચ્ચે, બંને પડખે સાગરકાંઠા સુધી લંબાતું પોપ અને તેના કાર્ડિનલોનું રાજ્ય હતું.

આમ ઈટાલીની આખી કમર તૂટી ગઈ હતી, ને તેના જુદા જુદા ભાગમાં પચાવીને જુદી જુદી સત્તાઓ મુસ્તાક બનીને બેઠી હતી. બેચાર નાની મોટી સ્વતંત્ર ઠકરાતો રહી હતી, પણ તે યે પરસ્પર ઝગડવામાંથી જ ઊંચી નહોતી આવતી, ત્યાં ઈટાલીના રાષ્ટ્રૈક્યની એને શી પડી હોય? એટલે લાચાર બનીને આ ત્રણે ધીંગી સત્તાઓની પીંખાવટ ઈટાલી સહન કરી રહ્યું હતું. સહન કરતાં કરતાં દર્દની આહ પણ મોમાંથી કાઢવાનો જાણે તેને અધિકાર નહોતો.

અને આહ કાઢનારાઓનો શો અંજામ આવતો? કેદખાનાની દિવાલો એમને માટે તૈયાર જ હતી. ફાંસીના માંચડા એમને માટે તૈયાર જ હતા. ક્યાં એ કેદખાનાં નહોતાં ખાલી રહેતાં, ફાંસીના માંચડા નહોતા નિષ્ક્રિય રહેતા કારણ? આપણા નરવીર રાષ્ટ્રપુરુષ અને આ ચરિત્રનાયકના મહાન ચાહક લાલા લજપતરાય કહી જ ગયા છે કે, 'સ્વાતંત્ર્યની દેવી એ જગતની પવિત્રમાં પવિત્ર દેવી છે. એના મંદિરમાં પગ મૂકતાં પહેલાં તમારા પોતાના જીવન વડે તમારી એ માટેની લાયકાત તમે સાબિત કરી આપો.'

એ લાયકાત મુક્ત અને સંયુક્ત ઈટાલીનાં સ્વપ્નદ્રષ્ટાઓએ મેળવી લીધી હતી, એ એનું મોટામાં મોટું કારણ.

દલિત પ્રજામાં જ્હેને મોડે જે સળફરોશી આવિર્ભાવ પામે છે તે ઇટાલીના સંતાનોમાં પ્રગટી ચૂકી હતી અજ્ઞાન, અન્યાય અને પારતંત્ર્યની દીવાલો તોડવા તેમના દિલમાં તોફાન જાગ્યું હતું ધર્મગુરુઓ તો હજુ એ જ જરીપુરાણું આશ્વાસન પ્રજાને આપી રહ્યા હતા કે, 'ઈશ્વર બધું સારૂં કરશે ' પરંતુ એમના 'ઈશ્વર'ના નિષ્ક્રિય હાથ સક્રિય બને ત્યાં સુધી ઇટાલીથી હવે ગહ જોઈ જાય એમ ન હતું

ઈટાલીના સળગી ઉઠેલા એ પ્રાણને સક્રિય બનાવવાનું મહાકાર્ય માથે લીધું પ્રખર પ્રજાસત્તાવાદી ઈટાલિયન ચિંતક જિસેપ માત્સીનીએ 'તરુણ ઇટાલી' નામક મંડળ જમાવી એ નામનું જ મુખપત્ર બહાર પાડી, એણે સ્વાતંત્ર્યના વગવિખેર પ્રવાસીઓને સંગઠિત બનાવવાનું કામ હાથ ધર્યું 'બીજા કોઈના નામે નહિ, માત્ર ઈટાલીના નામે ખડા થાઓ એણે હાકલ કરી અને ઈટાલિયન નવલોહિ ના ટોળા ને ટોળા એ હાકલ ઝીલતા એના ઝંડા નીચે એકત્ર થવા લાગ્યા

સૈકાઓથી લાચાર રહેલા દેશની મુર્દાદિલી એકસામટી જાણે સમ્મોજ્ઞત થવા લાગી પરંતુ ત્યાં તો માત્સીનીને અધવચ્ચે જ ઉડાવી લઇ ઈટાલી ॥ પરદેશી શાસકોએ તેને દેશનિકાલ કરી દીધો અને પોતાની જાતને વધુ સલામત બનાવવાની ચુસ્ત પેરવીઓ કરવા માંડી

ગટ્રોત્યાનના આ ઘટનાચક્રના ગાળે જ એક કુમાર ઈટાલિયનના જીવનનું ઘટનાચક્ર નિર્માણ પામી રહ્યું હતું એનું નામ જિસેપ ગેરીબાલ્ડી પણ નાનપણમાં સવજો એને 'ગોરિયો' કહી બોલાવતા એની માની મરજી એને પાદરી બનાવવાની હતી, એના બાપની મરજી એને દફ્તર કે વકીલ બનાવવાની હતી પરંતુ તાકતભર્યા તેના હાથ જીવનને ઠારી દેતા ઠંડા મોં વચ્ચે પ્રાર્થનામગ્ન રહેવા કે શહૂરભરી તેની જવાન છાતીના લોચા વાળવા નહોતી સર્જાઈ ગોરિયોએ જાતે જ પોતાના જીવનનો રાહ નક્કી કરી લીધો હતો

દેશનિકાલ માત્સીનીની વાતો 'દંભચે' દિલે સળગી સાંભળીને તથા જ્યાંથી મળે ત્યાંથી તેના પુસ્તકો લાવીને ખાનગીમાં વાંચી વાંચીને ગોગિયોને જાણે પોતે જ ઈટાલીના મેદાનો પર દુશ્મનો સામે ઝૂઝી રહ્યો હોય એવી કલ્પનાઓ જાગતી. પણ એ સળગી કલ્પનાઓ મૂર્ત કરવાની તક ન આવે ત્યાં સુધી રાહ જોવાનું જ એણે નક્કી કર્યું હતું.

ઈટાલીના, અને હાલે ફ્રાન્સને તાબે રહેલા નાઈસ ગામમાં ઈ. ૧૮૦૭ ના જુલાઈની ૪થી તારીખે ગેરીબાલ્ડીનો જન્મ થએલો. એનો દાદો તથા એનો બાપ ડોમેનિકો ગેરીબાલ્ડી બન્ને વેપારી વહાણોના કપ્તાન હતા, એટલે નિર્ભીક હિંમત, અપ્રતિહત બળ અને દૂરજના ચાહ સાથે સાગરજીવનનો શોખ એને વારસામાં જ મળ્યો હતો.

ગેરીબાલ્ડીના માવિત્રો તો પેટની વેઠ કરવામાંથી જ ઊંચા નહોતા આવતા, એટલે એમને સમુળા ઈટાલીના નવજન્મ (risorgimento)ની ચળવળની કંઈ પડી ન હતી. અને પાઝો ગોગિયો એવો ધનારે પડ્યો હતો કે એમને નિરાંતનો શ્વાસ પણ ખાવા નહોતો આપતો. કોઈનું કહ્યું ન ગણકારતા જ્યાં ત્યાં ભાગી જાય, નિશાળમાં જવાને બદલે દરિયાકાંઠાના ટેકરાઓ પર જઈ બેસે, ને પુસ્તકો વાંચવાને બદલે ખારવાઓ સાથે ગપ્પાં હાંકે. દરિયાના ચડતા પડતા મોજાં પર બૂચ જેમ નાચતા જહાજો જોવામાં એને ઓર મજા આવતી. દૂર દૂર ક્ષિતિજમાં માત્ર ટપકા જેવા દૃશ્ય સ્વરૂપમાંથી કોઈ સફેદ પંખી જેમ સ્વરૂપ પલટાવતાં વહાણોને તે અમીટ નજરે તાકી રહેતો. અને એ પરથી જાગતી સળગી ભાવાત્મક કલ્પનાઓ તે હૃદયને એક ખૂણે સંઘરતો જતો.

અને એ નિશાળે જાય ત્યારે શિક્ષકનું તો આવી જ બનતું. એ પોતે તો ફાવે તેમ વર્તે, તે સાથે બીજા જોડીદારોને પણ તોફાને ચડાવે. એના એક તોફાનનો આ દાખલો એણે પોતે જ કહેલો છે.

'એક દિવસ નિશાળના ત્રાસથી ને ઘરમાં ગોંધાઈ રહેવાથી કંટાળી મેં મારા કેટલાક સમવયસ્ક મિત્રોને સમજાવ્યા કે આપણે જીનોઆ નાસી જઈએ અને ત્યાં નસીબ અજમાવીએ. અમે તરત જ એ વિચાર અમલમાં આણ્યો. અને થોડુંઘણું ટીમણ બાંધી એક મછવામાં પૂર્વ તરફ નાઠા. પરંતુ હજુ મોનાકો પણ વટાવ્યા નહિ હોઈએ ત્યાં તો અમને પકડી પાડવા મારા પિતાએ મોકલાવેલો મછવો આવી પહોંચ્યો.'

આમ આ સાહસ નિષ્ફળ નીવડ્યું. ગેરીબાલ્ડીને ખબર પડી કે એક પાદરીએ તેના બાપ પાસે આ ચાડી ખાધેલી, એટલે ત્યારથી જ પાદરીઓ તરફ તેના મનમાં નફરત પેદા થઈ ગઈ જે આખી જિંદગી સુધી રહી હતી.

બસ, ત્યારથી ગેરીબાલ્ડીએ નિશાળમાં જવું જ ગમૂળગું માંડી વાળ્યું. બાપને આ બાબતની જાણ થતાં તેને ધમકાવવા લાગ્યો એટલે તેણે ચોપડીઓનું બહાનું આપ્યું. બાપે ચોપડીઓ ખરીદવા પૈસા આપ્યા, તો ચોપડીઓ ખરીદવાને બદલે એ પૈસાની બંદૂક લઈ આવ્યો અને બસ ત્યારથી એ બંદૂક ખભે ભેરવીને જ રખડવા લાગ્યો.

બાપને પ્રતીતિ થઈ કે ગેરીબાલ્ડીને ભણાવવું નકામું હતું. તો પછી એને જોડવો ક્યા ધંધામાં? સાગરના ફરઝંદની નજર સાગર સિવાય બીજે ક્યાં જાય? અને ખુદ ગેરીબાલ્ડીને પણ દરિયાની કોઈ અજબ મોહિની હતી, એટલે માતાની નામરજી છતાં ૧૮૨૨માં કૅબિન-બૉય તરીકે એણે જહાજી કારકિર્દીનો પ્રારંભ કરી દીધો.

એની કુમારાવસ્થા માટે એના જ એક જોડીદારે પાછળથી લખેલું છે, 'પેપિનો (જિસેપ) હોશિયાર અને ખૂબ તોફાની હતો છતાં ક્યારેક એ બિલકુલ શાંત અને વિચારમગ્ન બની જતો. અને તેમાં યે એને ગમતી કોઈ ચોપડી એને હાથ લાગી ગઈ તો એકાદ ઑલિવવૃક્ષ તળે પડ્યા પડ્યા કલાકો સુધી તે વાંચ્યા કરતો. એ

વખતે અમારી તોફાનની ચાહે તેવી યોજના પણ તેને અસર ન કરી શકતી એનો અવાજ બહુ મીઠો હતો ને ખારવાઓ ને ખેડૂતોના બધા ગીતો તે ઉલ્લાસથી ગાતો કેટલાંક ફ્રેન્ચ ગીતો પણ એ જાણતો એની કુમારવયથી જ અમે એના સમવયસ્કો એને અમારો ન્યાયાધીશ માનતા, ને આ પવયસ્કો પોતાનો સંરક્ષક તરીકે લેખતા તો એ એવો જબરો હતો કે પાણીનું માછલું જ જોઈ લો '

ગેરીબાલ્ડીની બીજી સફર એના બાપ સાથે એમના પોતાના જ મછવા 'સાર્તોના'માં થઈ ટાઈબરના મુખ પર મછવો નાગરાવી એ જ્યારે રોમમાં પ્રવેશ્યો ત્યારે તો એ 'શાશ્વત નગરી'એ એના ચિત્તને ભરી મૂક્યુ એની કલ્પનામાં હતુ તેથી યે પ્રત્યક્ષ દર્શનથી રોમ તેને વિશેષ પ્રિય થઈ પડ્યુ, કારણ, એણે પોતાના પાછળના વર્ષોમાં કહેલુ તેમ, રોમ એ એને માટે ઈટાલી–સંયુક્ત ઈટાલીનું પ્રતીક હતુ

રોમનાં ખંડેરોમા નૂતન ઈટાલીનો સંદેશ વાંચી ભાવનાભરી સ્વપ્નસૃષ્ટિ રચે જતા ગેરીબાલ્ડીને ૧૮૩૩મા તાગનરોગ મુકામે કયૂનીઓ નામના તરુણ જીનોઈઝનો ભેટો થયો અને તરુણ ઇટાલિયનોના એકીકરણની વાત એણે કાઢી ત્યારે તો કોલંબસને નવી દુનિયા શોધતાં નહિ થયો હોય, એટનો આનંદ ગેરીબાલ્ડીને થયો ત્યારથી તેનું હૃદય જાણે માતા ઈટલીને ઢંઢોળી ઢંઢોળીને પોકારવા લાગ્યુ

'Beloved O men s mother O men s queen
Arise appear be seen

અને એવો જ પોકાર નિર્વાસિત મેઝીનીનું હૈયુ કરી રહ્યુ હતું બધા તંદ્રાવશ બનેલા ત્યારે એણે એમનાએ જાગૃત રહીને ઈટાલીની જુવાન જનતાની તંદ્રા ઉડાડવા માંડી હતી કાજળકાળી ચિંતનશીલ આંખો, ભવ્ય ભાલપ્રદેશ, ભરાવદાર ભમ્મરો અને કમનીય રીતભાત

સાથે જબાન પર અજબ કાબૂ ધરાવનો ઇટાલીની આઝાદીનો એ ફકીર ચિંતક હતો, સંત હતો, ઇટાલીની નવી પેઢીનો જાણે પયંબર હતો.

માર્સેલ્સમાં રહ્યે રહ્યે ભાવોમની આરાધના કરતા રહેલા, બાળક જેટલા જ અહંકારથી પર એ વતનપરસ્તની પોતાની સફર દરમિયાન પહેલી મુલાકાત ગેરીબાલ્ડીએ લીધી ત્યારે ઇટાલીમાં સૅવોય પ્રાંતમાં આઝાદીમાં ઉન્મત્ત જુવાનિયા માથું ઊંચકી ચૂક્યા હતા.

ગેરીબાલ્ડીને તારુણ્યની પ્રેરણાઓના એ દર્શક અને શિક્ષકની પહેલી મુલાકાતે જ એટલો મુગ્ધ બનાવી દીધો કે માત્સીનીને આજીવન સાથ આપવાની એણે કબૂલાત આપી દીધી. બંનેનાં જીવન જુદાં હતાં, બંનેનું શિક્ષણ જુદું હતું, પરંતુ બંનેના જીવનનો આદર્શ એક જ હતો, અને તે ઇટાલીની આઝાદી.

એ મુલાકાત હતી નરવરોની નહિ, નરવીરોની નહિ, પણ નરસિંહોની. એક હતો પાતળો છતાં આંખોમાં અણુખૂટ જ્વાલાભર્યો, જ્યારે બીજો હતો દરિયાની છાતી ખૂંદીને સંચેલી અડીખમ પહાડ સમી દઢતા અને તાકતભર્યો. સિંહને પારખતાં સિંહને મુદ્દલ વાર ન લાગી અને સૅવોયના બળવામાં સહાયક બનવા માટે માત્સીનીએ ગેરીબાલ્ડીને જીનોઆના ખલાસીઓમાં બળવો જગવવા મોકલી આપ્યો. આમ વહાણનો સુકાની દેશનું સુકાન સંભાળવા પાછો ફર્યો, પરંતુ ઇટાલી માટે પારતંત્ર્યની કાળનિશા આથમવાને હજુ વખત હતો. ગમે તેટલી મજબૂત તૈયારી છતાં યે બળવો નિષ્ફળ ગયો ને બળવાખોરોની કતલેઆમ ચાલી. જેમની કતલ યોગ્ય ન જણાઈ તે જેલમાં ગોંધાયા ને જેલ માટે જે ભયંકર જણાયા તેમને દેશનિકાલ કરવામાં આવ્યા. જુવાન ઇટાલીને ફ્રાન્સમાં બેઠે પ્રેરણા પાતા માત્સીનીને ત્યાંથી પણ દેશનિકાલ કરવામાં આવ્યો. એ સ્વિટ્ઝર્લાન્ડ ગયો, પરંતુ ત્યાંની સરકારે સંઘરવાની ના પાડતાં આખરે ઇંગ્લંડનું

સ્થાપું લીધું આખો દેશ સિતમને કારણે સ્તબ્ધ બની ધરમને દિને માતા ઈટાલીને જાણે પૂછવા લાગ્યો,

"Italy, what of the night?"

અને મૃત્યુભીર શાંતિ જાણે એનો પ્રત્યુત્તર આપતી,

"Ah child, child it is long!

આ ઉત્થાન નિષ્ફળ નીવડતાં ખેડૂતના વેશમાં ગેરીબાલ્ડી નાઠો પહાડો ઓળગતો, જંગલો વટાવતો ને નદીઓને તરીને પાર કરતો, રસ્તામાં પોતાની જાતને છુપાવવાની પૂરતી કોશિષ કરતો તે જીનોઆથી નાઈસ ને નાઈસથી માર્સેલ્સ પહોંચ્યો. અઢાર કલાક થયા કોળિયો અનાજ પણ ન પામેલો એ માર્સેલ્સની ગેરીઓમાં રખડતો હતો તેવામાં એક છાપું એને હાથ લાગ્યું અને એ છાપું વાંચતાં તેમાં એને બહારવટિયો ગણી નજરે પડે ત્યાં ઠાર કરવાનો હુકમ છપાએલો જોયો. એ હુકમથી ભયભીત થવાને બદલે પહેલવહેલું જ છાપામાં પોતાનું નામ વાંચી એ ઉલટો પુલકિત થયો.

ઈટાલીમાંથી મોત એની પાછળ પડ્યું હતું અહીં એ ઓળખાઈ જાય તો કેદખાનું તેની રાહ જોઈ રહ્યું હતું એટલે જિસેપ પેન નામ રાખી ખલાસી તરીકે એ ભરતી થઈ ગયો. પરંતુ જાસુસી જાળ વચ્ચે એક બંદરેથી બીજે બંદરે અથડાતા કુટતા ઈ. ૧૮૩૬માં દક્ષિણ અમેરિકા રવાના થઈ ગયો.

બ્રાઝિલના રીઓ ડ જાનીરો મુકામે ગેરીબાલ્ડી પહોંચ્યો ત્યાં નવ જ મહિના બાદ ત્યાંની પોર્ટુગીઝ સત્તા સામે બળવો જાગ્યો અને રીઓ ગ્રાન્ડી ડો સુલ પ્રાંતે પોતાને પ્રજાસત્તાક જાહેર કરી દીધું સ્વાતંત્ર્યના એ પ્રયાસમાં અનેક ઇટાલિયનોને પણ સાથ આપતા, કેદમાં પડતા ને કપાઈ જતા જોઈ ગેરીબાલ્ડીના ચિત્તની શાંતિ ઊડી ગઈ ને એક મછવો તૈયાર કરી, પોતાના પ્રેરણાદાતા માત્સીનીનું નામ તેને આપી,

અદર શસ્ત્રસરંજામ ભરીને બાર સાથીઓ સાથે બ્રાઝિલની શાહી સત્તા સામે લડવા તે તૈયાર થઈ ગયો

અનેક વખત તે ઘાયલ થયો, એક વખત તો એટલો બધો, કે દિવસો સુધી જીવનમરણ વચ્ચે ઝોલાં ખાતો તે સયા પર પડયો રહ્યો, અનેક વખત માદો પડયો, પણ પોતાની નિષ્ઠા એણે સહેજ પણ મોળી ન પડવા દીધી શાહી સરકારે ભયકર ગુનેગારોની યાદીમા તેનુ નામ ઉમેર્યું મૉન્ટીવીડિયોમાં તે કેદ પણ પકડાયો, પરંતુ ત્રીજે જ દિવસે કેદખાનામાથી નાસી છૂટયો.

એના નાસવાની જાણ ઘણી વહેલી થઈ જતા ગૉલેગ્વે મુકામે તે પાછો પકડાઈ ગયો, અને ત્યાંના ગવર્નરે તેને સજા તરીકે બે કનાક સુધી જમીનથી અદ્ધર લટકાવી રાખ્યો એ સાથે બળવામા એના શામિલદારોના નામ આપી દેવા ઘોડાના ચાબૂકથી ફટકારવામા આવ્યો, પાણી વગર તરફડાવવામા આવ્યો, ને એવા અનેકવિધ સિતમો ગુજારવામા આવ્યા, પણ પોતાના સાથીતોના નામ એણે ન આપ્યા તે ન જ આપ્યા

માડ માડ એક મિત્રની લાગવગથી આ સિતમમાથી તે છૂટયો. છૂટીને પાછી બળવામા પોતાની જાત હોમી દીધી પરંતુ સાન્ટા કેટેરિના નજીક તોફાનમા એનો મછવો ઊ ધો વળ્યો પોતાની તરવાની પ્રબળ શક્તિથી એ જાતે તો બચી ગયો, પણ ઘણી મહેનત છતા એક જોડીદારને બચાવી ન શકયો

અસહાય, અકિંચન અને એકલો તે ચાલી નીકળ્યો દુનિયામા પોતાનુ જાણે કોઈ નથી એમ એને લાગવા માડયુ અને પોતાનામાં સમાવી લઈ સદા હૂંફ આપતુ રહે એવુ હૃદય હવે તે ઝંખવા લાગ્યો. રસ્તે એક ખેડૂતને ત્યાં કાફી પીવા એ રોકાયો અને ત્યા એકાએક એ ખેડૂતની એકની એક પુત્રી પર તેની નજર પડી ગેરીબાલ્ડી એ પુણ્ય પળ વિષે લખે છે, 'અમે બને સુખકર શાંતિ અનુભવતા એક

બીજાને નિહાળી રહ્યા પ્રથમ વાર મળ્યા હોઈએ એ રીતે નહિ પણ અન્યોન્યના દર્શનમાત્રે ભૂતાએલો સઘળો ભૂતકાળ તાજો થતો હોય એવા પરિચિતોની પેઠે. આખરે મારાથી બોલાઈ ગયું, "તું મારી જ થવી જોઈએ" (Tu devi esser mia).

આ કિસાનકન્યા આનીટા રીબેરાએ ગેરીબાલ્ડીની નામના સાંભળેલી ત્યારથી તેના પર મુગ્ધ બનેલી આજે એ નરશાર્દૂલને પ્રત્યક્ષ જોયો ને એ મનોમૌગ્ધ્ય અનેકગણું વધી ગયું એના બાપે તો પોતાના જેવા એક ખેડૂત સાથે એની સગાઈ કરી નાખેલી, પરંતુ આનીટા ગેરીબાલ્ડી જેટલી જ સાહસી, ખડતલ અને આદર્શપ્રિય હતી. બન્નેને એકબીજા વિના અન્યોન્યના જીવનમાં રહેલી ઊણપ જણાઈ ને ત્યાંથી સાથે ચાલી નીકળ્યાં

ગેરીબાલ્ડીના પ્રત્યક્ષ દર્શને આનીટા એના પર વારી જાય તેમાં નવાઈ નહોતી એની દેહછટા પર તો ટ્રેવેલ્યન જેવાએ પણ મુગ્ધ બની લખેલું છે 'Probably a human face so leonine, and yet retaining the humanity nearest the image of its Maker, was never seen' એટલે આનીટા તો મર્દાના પોશાક પહેરી, બંદૂકથી સજ થઈ ગેરીબાલ્ડી સાથે ઉરૂગ્વેના પાટનગર મોન્ટીવીડિયો ચાલી નીકળી. પામ્પાસના મસ્ત ઘોડાઓ પર નવપ્રણયની મસ્તી અનુભવતું અને આસમાનની છત નીચે નાગી જમીન પર રાતવાસો કરતું એ જોડું મોન્ટીવિડિયો પહોંચી લગ્નગાંઠથી જોડાઈ ગયું

આ જોડી ગેરીબાલ્ડી હજુ સ્થિર થયો ન થયો ત્યાં આર્જેન્ટિનાએ ઉરૂગ્વે પ્રજાસત્તાક પર આક્રમણ આદર્યું સ્વાતંત્ર્ય-સંરક્ષણના હરેક પ્રયત્નને હમદર્દીથી જોતા ગેરીબાલ્ડીએ તરત તેમાં ઝંપલાવી દીધું. એક ઇટાલિયન લીજિયન એણે ઊભું કર્યું, અને હૃદયમાં પવિત્ર આગ સાથે શોકનિમગ્ન રહેલી પોતાની માભોમ ઇટાલીના પ્રતીક તરીકે એણે પોતાનું નિશાન રાખ્યું કાળા વાવટા વચ્ચે જ્વાળામુખીના ચિત્રનું

અનેક મુસીબતોની સામે થઈને પણ વિજય પર વિજય એ મેળવતો જ ગયો. તેમા યે મંત આતોનિયોના યુદ્ધમાં એણે મેળવેલી જીતની નામના તો ઠેઠ ઇટાલીમાં અને આખા યુરોપમાં પ્રસરી. આક્રમણને એણે સંપૂર્ણ પાછુ હઠાવી દીધુ ઉરુગ્વેના અધિકારીઓ એ અવિસ્મરણીય કામગીરીના બદલામાં માનઅકરામથી એને નવાજવાની વિચારણા ચલાવવા લાગ્યા, પરંતુ ગેરીબાલ્ડીએ એમને કહ્યુ, 'મે' જે કઇ કર્યું છે તે પૈસા કે માન માટે નહિ પણ સંતપ્ત માનવતાથી પ્રેરાઇને જ. મને તમારે જો ખરેખર ખુશ કરવો હોય તો મારી એટલી માગણી બહાલ રાખો કે ઇટાલી માટે હુ ધારૂ ત્યારે છૂટો થઇ શકુ.'

અધિકારીઓએ એ માગણી બહાલ રાખવામા કોઇ જાતની આનાકાની ન કરી, કારણ સીઝાતા હૈયાની તડપ તે પૂરેપૂરી પિછાનતા હતા અને ગેરીબાલ્ડી તો ઇટાલીના વિચારમાત્રથી એટલો સીઝી જતો કે ઘણીવાર બોલી ઊઠતો, 'પરાધીન માનવજતુઓથી ઊભરાતુ હોય તે કરતા તો ઇટાલી વેરાન હોય એ હુ વિશેષ પસંદ કરૂ. પરંતુ ભાવિમા હજુ મને શ્રદ્ધા છે '

ઈ સ. ૧૮૪૮ ની સાલ કોઈ અનોખા જ રંગે ઊગી સિસિલીએ સ્પેનિશ શાસન સામે ઉઠાવેલો બળવો સફળ થએલો, મિલાન અને વેનિસે પણ પરદેશી સેનાઓને હાકી કાઢી હતી, અને આમ ઇટલીનું પ્રસુપ્ત હૈયુ નવો પ્રકપ અનુભવી રહ્યુ હતું ટસ્કનીનો ગ્રાન્ડ ડ્યુક અને પીડમૉંટનો રાજા ચાર્લ્સ આલ્બર્ટ ખડા થયા પરંતુ ઘર ફૂટે ઘર જાય તેમ રોમના પોપે ઑસ્ટ્રિયાને સહાય કરી અને નોવારા મુકામે રાજા ચાર્લ્સને એવી સજ્જડ હાર ખાવી પડી કે હૃદય-ભગ્ન બની પોતાના પુત્ર વિક્ટર ઇમાનુએલને ગાદી સોંપી તે નિવૃત્ત થયો અને થોડા જ અરસામા મરણ પામ્યો.

હાથે પકડાઈ ગયા. ' નવ કબ્રો ખોદો ! ' ઑસ્ટ્રિયન કેપ્ટને તરત જ હુકમ ફરમાવી દીધો. એ પોચી રેતાળ જમીનમાં નવ સંગીનોએ પોતાનું કામ પતાવી દીધું. નવ ખાડામાં નવ લાશ ખડકાઇ ગઈ અને આઠ જુવાન અને એક કિશોર પર માટીના નવ ટીંબા રચાઈ ગયા.

બીજી બાજુ લા માન્દ્રીઓલાના રસ્તે આનીટાનો જીવનદીપ પણ બુઝાવા લાગ્યો. ગેરીબાલ્ડીએ પહેલી તકે એક ઝૂંપડું શોધી કાઢયું ને તેમાં જેવી પથારી ઉપર નાખી તેવી જ આનીટાએ ચિરકાલની નિદ્રા લઈ લીધી. એ વિષમ પળ માટે ગેરીબાલ્ડીએ લખ્યું છે, ' હું એને મારી જોડે રાખવા મથી રહ્યો હતો; હું એનો ધીમો પડતો શ્વાસ થોભાવવા મથી રહ્યો હતો. પરંતુ મારે મુર્દાથી જ હાથ મિલાવવાનું અને ચુંબન કરવાનું તથા તેને પડખે નૈરાશ્યનાં આંસુ સારવાનું જ નસીબે રહ્યું.'

સંયોગો ત્યારે એવા ક્રૂર નીવડયા હતા કે દિલ ભરીને આંસુ સારવા જેટલો તો શું, પણ પોતાની જીવનસંગાથિની છેલ્લાં દર્શન પણ દિલ ભરીને કરી લઇ, નજર ઠારવા જેટલો અવકાશ ગેરીબાલ્ડીને ન હતો. એ ઝૂંપડાના માલિક ખેડૂત પાસેથી કફન માગી લઇ બન્નેએ મળી જલદી જલદી આનીટાની મૂગી દફનક્રિયા પતાવી. પ્રિયની સમાધિ પર પ્રાર્થના કરવા જેટલો વખત પણ ગેરીબાલ્ડી માટે નહોતો રહ્યો. એ ગોઝારી પળે કબર પરની માટીની એક ચપટી ભરી, ભગ્નહૃદયે તે ત્યાંથી તાબડતોબ ચાલી નીકળ્યો. આ આઘાતથી એના જીવનનો અંત આવતો કોઇએ બચાવ્યો હોય તો માત્ર પરાધીન ઈટાલીની યાદે.

સાડત્રીસ દિવસ સુધી પો અને સ્ટર્વિનોના અખાત આસપાસ દિશાશૂન્ય ચિત્તે ગેરીબાલ્ડીએ રખડયા કર્યું. ક્યિાવારી પહોંચતાં ત્યાંના અફસરે તેને કેદ કર્યો, પરંતુ ત્યાંની પ્રજાએ જ ઈટાલીની દોલત સમા ગેરીબાલ્ડીની એ વલેનો વિરોધ કર્યો કે, ' તમે એની મહત્તાનું અનુ-

આ ઉત્થાનની તમામ હકીકત માત્સીનીએ ગેરીબાલ્ડીને લખી અને એ સાથે જ ઈટાલીના સ્વાતંત્ર્યના એ ફૂટતા પરોઢમાં નવો રંગ પૂરવા ઉરુગ્વેની સરકારે આપેલા કૉલ મુજબ રજા માગી. એક કોડીની યે આશા વિના પોતાની આઝાદીના સંરક્ષણમાં માથું હોડમાં મૂકનાર એ જવાંમર્દને મોન્ટીવીડિયોના પ્રજાજનોએ હાર્દિક વિદાય આપી.

આનિટાને છોકરાં સાથે પહેલી રવાના કરી, ઇ. ૧૮૪૮ના જૂનની ૨૧મીએ ગેરીબાલ્ડી ઈટાલી પહોંચ્યો અને ૫૦૦ જુવાનોને સાથે લઈ બરફનાં તોફાનોમાં એપીનાઈન્સની કંધાર ઓળંગતો તે આગળ વધ્યો. માત્સીની પણ આવી પહોંચ્યો અને 'ડાયો ઇ પોપોલો' (પ્રભુ અને પ્રજા) ના નામે ઈટાલીની સઘળી વતનપરસ્તી એમણે પોતાને પડખે જમા કરવા માંડી.

પરંતુ ઈટાલીની આ ખ્વાહિશ તેને પરાધીન રાખી રહેલી કોઈ સત્તાને પોસાય એમ ન હતી. નાસી છૂટેલા પોપે એ પ્રયાસ છૂંદી નાખવાના ઈલાજ શોધ્યા. સ્પેને તેમાં સાથ આપ્યો. જ્યારે ઑસ્ટ્રિયા તો એ માટે પો નદી વહેલી જ ઓળંગી ચૂક્યું હતું. એટલું જ્યાં એ આક્રમણમાં હજુ ઊણપ રહેતી હોય તેમ પ્રજાસત્તાક ફ્રાન્સે પણ તેમાં પોતાનો સાથ આપ્યો. વિક્ટર ઈમાનુએલે તો ઑસ્ટ્રિયનોના આક્રમણ સામે રક્ષણ આપવા ફ્રાન્સને વિનતિ કરેલી; પરંતુ ફ્રાન્સને પીડમૉંટ કરતાં પોપનું મહત્ત્વ વિશેષ હતું, એટલે તેના રાજ્યમાં દાખલ થએલા 'પરદેશીઓ'ને હાંકી કાઢવા એણે એ આક્રમક સત્તાઓનેજ સાથ આપ્યો.

રોમ ઘેરાઈ ગયું. એક સિવાય સઘળાની આશા ઊંડા શ્વાસ લઈ રહી હતી, પણ ગેરીબાલ્ડીએ હજુ આશા નહોતી છોડી. આ કટોકટીની પળ સાચવી લેવા લશ્કરી વ્યૂહરચનાના દૃષ્ટિકોણને અંગે ક્ષણભરની બંધારણ સમિતિ પાસે એણે પોતાને સરમુખત્યાર નીમવાની માગણી કરી, પણ સમિતિએ તે ન માન્યું. પરિણામે એવો

વખત આવ્યો કે નાસી છૂટવા સિવાય બીજો કોઈ ઈલાજ જ બાકી ન રહ્યો.

અને આખરે તો એ જ ઈલાજ અજમાવાયો. માત્સીની સ્વિટ્ઝર્લાંડ થઈ ઈંગ્લંડ પહોંચી ગયો, પણ ગેરીબાલ્ડીએ બાજી પડતી ન મૂકી. નવું લશ્કર જમાવવા દેશની જુવાનીને એણે પડકાર કર્યો: 'બિરાદરો, જેને ક્રાન્તિ પ્રિય છે તે મારી સાથે જોડાઈ શકો છો. વતનની દાઝે સળગતાં તમારા દિલો સિવાય મને બીજા કશાની ગરજ નથી અને મારી સાથે જોડાઇને પણ તમને પગાર નહિ મળે, આશ્રય નહિ મળે, અને ખોરાક પણ જ્યારે અને જેટલો મળે ત્યારે અને તેટલાથી નિભાવી લેવુ પડશે મારી સાથે રહીને મળશે માત્ર અવનવા યુદ્ધો અને માતા ઇટાલી માટે મરી ફીટવાની સોનેરી તક.'

હુકમે વતનથી સળગતા પાચહજાર હૈયા ગેરીબાલ્ડીના નેજા નીચે જમા થયા, અને એક બાજુથી ફ્રેન્ચ લશ્કર રોમમા દાખલ થયુ ત્યાં બીજી બાજુએ એ ૫૦૦૦ વતનપરસ્તો અને પ્રિયતમા આનીટા સાથે ટીવોલી દરવાજેથી બહાર નીકળીને એ ચાલી નીકળ્યો એપીનાઇન્સની કંધાર તરફ.

એ પાચ હજાર ને બે જિંદગીઓ નાબૂદ કરવા ચાર લશ્કરો પાછળ પડી ચૂકયા. એક ત્રીસ હજારનું, બીજુ બાર હજારનું, ત્રીજુ ૭ હજારનું ને ચોથુ બે હજારનુ એમના દષ્ટિફલક નીચેથી છટકવા માટે જોઇતી ઝડપના થાકથી તો આખે અંધારા આવી જતા હતા. ૭ ૭ દિવસથી એમના પેટમા કોળિયો અન્ન નહોતુ ગયું આનીટાની તબિયત આ હાલાકીમા સાવ લથડી ગઈ

માથે ગીધડા ઊડતા ને પાછળ એ જ દાનતથી માનવગીધો પડ્યા આવતા. આખરે એ માનવગીધોની ઝડપ વિજયી નીવડી અને એપીનાઈન્સની પૂર્વમાં આવેલા નાના સરખા પ્રજાસત્તાક સાન મરીનોમા ઑસ્ટ્રિયન સેનાપતિ એ લાચાર નિર્વાસિતોને ઘેરી વળ્યો.

સફળતાની અનિશ્ચિતતા જોઈ ગેરીબાલ્ડીએ પોતાના સાથીદારોને કહ્યું, 'મિત્રો, મને સાથ આપવાની ફરજમાંથી હું તમને મુક્ત કરું છું. સૌ ઘેર પાછા ફરો. પરંતુ એટલું તો કરજો જ, કે ઇટાલીની આ ગુલામ અને શરમભરી સ્થિતિ કદી વિસારે ન પાડતા.'

ઑસ્ટ્રિયન સેનાપતિએ તો ગેરીબાલ્ડી ઑસ્ટ્રિયા સામે હથિયાર હેઠાં મૂકી દે તો મફત અમેરિકા પહોંચાડી આપવાની લાલચ પણ આપી, પરંતુ ગેરીબાલ્ડીએ ઇટાલીની ગરદન પર એડી દબાવી રાખેલાઓ સાથે કોઈ પ્રકારની સુલેહ કરવાની સાફ ના પાડી દીધી અને ઑસ્ટ્રિયાના વચન પર વિશ્વાસ મૂકી ગેરીબાલ્ડીના જે સાથીઓ શરણે ગયા તેમને પણ જેલના સળિયા પાછળ એ વચનની કીમત પૂરેપૂરી સમજાઈ.

બસો જૂના સાથીઓ અને આનીટાને સાથે લઈ ત્યાંથી પણ ગેરીબાલ્ડી છટકી નીકળ્યો અને જલદી વેનિસ પહોંચી જવાની આશાએ એક અજવાળી રાતે તેર હોડીઓમાં ચડી બેઠા. પરંતુ ઑસ્ટ્રિયન લશ્કરની નજરે એમને પકડી પાડ્યા. લડાઈ ચાલી. તેરમાંથી આઠ હોડીઓ ડુબાડી દેવાઈ અને બાકીની કેદ પકડાઈ. ફક્ત ગેરીબાલ્ડીની હોડી આનીટા સાથે બીજા નવ સાથીઓને લઈ નાસી જઈ શકી.

દુશ્મન બંદર રેવનાને કિનારે હોડી નાંગરવી ને ઉત્તર-દિશામાં વેનિસ તરફ આગળ વધ્યા. આનીટાની તબિયત હવે હદ ઉપરાંત લથડી ગઈ હતી. તેનાથી પૂરું ચલાતું પણ નહોતું અને ઑસ્ટ્રિયનો તો લોંકડા જેમ સૂંઘતા એમની પાછળ જ પડ્યા હતા. ગેરીબાલ્ડીએ જોયું કે એક માત્ર પોતાની ખાતર બીજી નવ જિંદગીઓ નાહકની ખતરામાં મુકાતી હતી, એટલે કચવાતે દિલે એ નવે સાથીઓને પણ એણે રજા આપી દીધી.

પરંતુ એ કમનસીબ નવ જિંદગીઓનો અંત તો વહેલો જ લખાઈ ચૂક્યો હતો. ગેરીબાલ્ડીથી છૂટા પડીને એ નવે સાથીઓ ઑસ્ટ્રિયનોના

હાથે પકડાઈ ગયા 'નવ કહ્યો બોદો!' ઑસ્ટ્રિયન કેપ્ટને તરત જ હુકમ ફરમાવી દીધો એ પોચી રેતાળ જમીનમાં નવ સંગીનોએ પોતાનું કામ પતાવી દીધું નવ ખાડામાં નવ લાશ ખડખડ ગઈ અને આઠ જુવાન અને એક કિશોર પગ માટીના નવ ટીંબા રચાઈ ગયા

બીજી બાજુ લા માન્દ્રીઓલાના ઘરને આનીટાનો જીવનદીપ પણ બુઝાવા લાગ્યો ગેરીબાલ્ડીએ પહેલી તકે એક ઝૂંપડું શોધી કાઢ્યું ને તેમાં જેવી પથારી ઉપર નાખી તેવી જ આનીટાએ ચિરકાલની નિદ્રા લઈ લીધી એ વિષમ પળ માટે ગેરીબાલ્ડીએ લખ્યું છે 'હું એને મારી જોડે રાખવા મથી રહ્યો હતો, હું એનો ધીમો પડતો શ્વાસ થોભાવવા મથી રહ્યો હતો પરંતુ મારે મુર્દાથી જ હાથ મિનાવવાનું અને ચુંબન કરવાનું તથા તેને પડખે નૈરાશ્યના આંસુ સારવાનું જ નસીબે રહ્યું'

સંયોગો ત્યારે એવા ક્રૂર નીવડ્યા હતા કે દિલ ભરીને આંસુ સારવા જેટલો તો શું, પણ પોતાની જીવનસંગાથિની છેલ્લાં દર્શન પણ દિલ ભરીને કરી લઈ, નજર ઠારવા જેટલો અવકાશ ગેરીબાલ્ડીને ન હતો એ ઝૂંપડાના માલિક ખેડૂત પાસેથી કફન માગી લઈ બંનેએ મળી જલદી જલદી આનીટાની મૂગી દફનક્રિયા પતાવી પ્રિયની સમાધિ પર પ્રાર્થના કરવા જેટલો વખત પણ ગેરીબાલ્ડી માટે નહોતો રહ્યો એ ગોઝારી પળે કબર પરની માટીની એક ચપટી ભરી, ભગ્નહૃદયે તે ત્યાંથી તાબડતોબ ચાલી નીકળ્યો આ આઘાતથી એના જીવનનો અંત આવતો કોઈએ બચાવ્યો હોય તો માત્ર પરાધીન ઈટાલીની યાદે

સાડત્રીસ દિવસ સુધી પો અને સ્ટર્વિનોના અખાત આસપાસ દિશાશૂન્ય ચિત્તે ગેરીબાલ્ડીએ રખડ્યા કર્યું ક્યાંવારી પહોંચતા ત્યાંના અફસરે તેને કેદ કર્યો પરંતુ ત્યાંની પ્રજાએ જ ઈટાલીની દોલત સમા ગેરીબાલ્ડીની એ વર્તનનો વિરોધ કર્યો કે 'તમે એની મહત્તાનું અનુ-

કરણ કરો, એ ન કરી શકો તો એને માત્ર સંમાન આપો; પણ આપણા ઇટાલીનું એ ગૌરવ તો કાયમ જ રાખો.'

ગેરીબાલ્ડી ત્યાંથી છૂટી સાર્ડીનિયા પહોંચ્યો. પણ એ તેને શ્રૃંખલામાં ન રાખી શકતાં આખરે ઇટાલી છોડી જવાનો એણે નિર્ણય કર્યો અને એલ્બાને કિનારેથી ઊપડતા એક વહાણમાં ચડી બેઠો. કિનારે જમા થએલા દેશબાંધવોને એણે સંદેશો આપ્યો, 'હું જાઉં છું, પણ ઇટાલીને જરૂર પડશે ત્યારે પાછો ફરીશ.' આર્દ્ર હૈયે એના દેશબાંધવોએ 'વીવા લ ઇટાલિયા'ના હર્ષઘોષો વચ્ચે તેને વિદાય આપી.

દેશ જ્યારે નિરાશાની કઠોરમાં કઠોર પળ અનુભવી રહ્યો હતો, ત્યારે ખુદ ગેરીબાલ્ડી ! આનીટાના છેલ્લા શ્વાસ સાથે એના જીવનનો પ્રકાશ જાણે આથમી ગયો હતો. એની સઘળી આશાઓ શીર્ણવિશીર્ણ થઇ ચૂકી હતી. અને ઇટાલીની આઝાદીની તમન્નાના કારણે યુરોપભરમાં એ એટલો તિરસ્કરણીય ગણાઇ ચૂક્યો હતો કે નાઇસ મુકામે પોતાનાં નમાયાં છોકરાંને જોવા એ ઊતર્યો હતો ત્યારે વિકટર ઇમાનુએલની સરકારે યુરોપનાં મહાન રાજ્યોની ખફા નજર પોતાની ઉપર ન ઊતરે તે માટે વહેલો વહેલો તેને વહાણ પર પાછો ચડાવી દીધો હતો.

ઇ. ૧૮૪૯ના સપ્ટેમ્બરની ૧૬મીએ એ ટયુનિસ ઊતર્યો; પણ ફ્રેંચોએ તે સામે વાંધો લીધો. જિબ્રાલ્ટર ઊતર્યો તો ત્યાંના અંગ્રેજ ગવર્નરે અ.ક કલાકમાં ત્યાંનો કિનારો છોડી જવાનો હુકમ ફરમાવ્યો. આથી કોલસા ભરીને જતા એક વહાણમાં તે અમેરિકા પહોંચ્યો અને ન્યૂયોર્કમાં મીણબત્તીઓ વેચી ગુજારો કરવા લાગ્યો. છતાં ઇટાલીના સામ્રાજ્યની આશા એના મનમાંથી નહોતી આથમી. એ કહેતો રહેતો, 'સમયને સમય આપો' ( Date tempo al tempo)

ઈ. ૧૮૫૧ માં ન્યુયૉર્ક છોડી તે નિકારાગુઆ પહોંચ્યો. પાછો ત્યાંથી લીમા પહોંચી 'કાર્મેન' નામક એક વહાણનો નાખવો બન્યો, અને ચીન સુધીની સફર ખેડી ઈ. ૧૮૫૪માં બાર સો ટનના જહાજ 'કૉમનવેલ્થ'નો નાખવો બની તે યુરોપ આવ્યો. ન્યુ કૅસલથી કોલસા ભરી તે જીનોઆ આવ્યો અને ત્યાંથી પાછા અમેરિકા ફરવાને બદલે સીધો પોતાને વતન નાઈસ પહોંચ્યો. કાપરેરાના ટાપુ પર થોડી જમીન ખરીદી તે પર ઘેટાં ચારવા લાગ્યો અને માતા ઈટાલીના પોકારની રાહ જોવા લાગ્યો.

પાંચ વર્ષની ગેરહાજરી બાદ ગેરીબાલ્ડી પોતાને વતન પાછો આવ્યો ત્યારે ઈટાલીની રાજશતરંજની બાજી જુદી જ મંડાઈ હતી. વિક્ટર ઈમાનુએલે પોતાના વિચક્ષણ રાજમંત્રી કાવુરની સલાહથી ફ્રાન્સના શહેનશાહ લૂઈ નેપોલિયનથી સંધિ કરેલી અને એ સંધિ પર મુસ્તાક રહી તે ઑસ્ટ્રિયાનુ અપમાન કરવા લાગ્યો. ઑસ્ટ્રિયાએ આ અપમાનોથી ખીજાઈ આખરે લડાઈ જાહેર કરી દીધી કાવૂરે ગેરીબાલ્ડીની સહાય માગી. ફ્રાન્સની સહાયથી ઈટાલીની મુક્તિ સાધવાના કાવૂરના હેતુથી ગેરીબાલ્ડી પ્રથમથી જ વિરુદ્ધ હતો ઈટાલીને શમશેરનો જ ખપ હતો. 'સમયને સમય આપો' એ કહેનો ગ્લા હતો અને આખરે એ સમય આવી પહોંચ્યો.

ઇતિહાસમાં 'આલ્પ્સના શિકારીઓ' તરીકે ઓળખાતા પાચ હજાર 'બહાદરોનું સૈન્ય લઈ ગેરીબાલ્ડી મદદે ઊપડયો પરંતુ એમનુ બધુ મળીને લશ્કર ૭૫,૦૦૦નું હતું ત્યારે ઑસ્ટ્રિયાએ તો પ્રથમ વાર જ ૨,૦૦,૦૦૦ નું લશ્કર મેદાનમાં ઉતારી દીધું. ફ્રાન્સની ૧૬૦,૦૦૦ની મદદ આવી પહોંચી, ને મૅજેન્ટા તથા સોલફેરીનોનાં યુદ્ધો જીતાયાં. પરંતુ એ જીતોની ખુશી પ્રજા ઊજવતી હતી ત્યાં જ ખબર પડી કે શહેનશાહ લૂઈ નેપોલિયન સંયુક્ત ઈટાલીનુ એક રાજ્ય થાય તેની વિરુદ્ધ હતો. લૂઈ નેપોલિયનને ફ્રાન્સના પડખે ઈટાલી જેવું સબળ

રાજ્ય ઊભુ થવા નહોતુ દેતુ વિલાફ્રાન્કા મુકામે એ અને આસ્ટ્રિયાનો શહેનશાહ બન્ને એકઠા મળ્યા અને વિલાફ્રાન્કાની જાણીતી સંધિ કરી નાખી એટલું જ નહિ પણ ઈમાનુએલને આપેલી મદદના બદલામા ફ્રાન્સે નાઇસ ગેરીબાલ્ડીનુ નાઈસ માગી લીધુ, અને કાવૂરે તે આપી દીધુ કે જુગનો એ દ્રોહ ગેરીબાલ્ડી જિંદગી સુધી ભૂલ્યો ન હતે

કાવૂરે પગથિયા શોધવામાં કરેલી ભૂલ ગેરીબાલ્ડીને સમજાઈ. પોતાના એક હજાર શૂરા સિપાઈઓ લઈ ૧૮૬૦ના મેની પંદરમીએ તે સિસિલી ઊપડ્યો, એ 'હજાર શૂરા' કે જે ઇતિહાસને પાને મે ધન અને ધર્મોપીલીના શૂરાઓ જેટલા જ મશહૂર છે સિસિલી તે એના આગમનના સમાચારથી જ ઉન્મત્ત બની ગયુ એ માર્સાલા પહોંચ્યો ત્યા આવેશમગ્ન લોકોએ એને વધાવી લીધો અને ત્યાની મ્યુનિસિપલ કાઉન્સીલે તરત તેને સરમુખત્યાર જાહેર કરી દીધો જનોઆમાથી પીડમોંટ અને લોમ્બાર્ડી એ સ્ટીમરો પણ એ જપ્ત કરી સાથે લઈ ગએલો

કાવૂરનો ઇરાદો ગેરીબાલ્ડીને બળવો ફેલાવતો અટકાવવાનો હતો, પણ વિક્ટર ઈમાનુએલ વધારે શાણો હતો. અને ગેરીબાલ્ડીને એના શાણપણની ખબર હોવાથી જ આ સાહસ ખેડતી વખતે તેને પત્ર લખેલો કે, 'હુ જાણુ છુ કે હુ જોખમ ખેડુ છુ, પણ ઈટાલી અને યુરોપ જાણશે કે મે અહંભાવને વશ થઈને નહિ પણ શુદ્ધ રાષ્ટ્રપ્રેમથી પ્રેરાઈને જ આ પુણ્યકાર્યમા ઝંપલાવ્યુ છે '

માર્સાલા પહોચ્યા તો ગેરીબાલ્ડીના સૈન્યની સંખ્યા ૧૨,૦૦૦ પર પહોચી. લાગલો જ એણે કૂચનો હુકમ આપી દીધો. એ પછી એક શહેર લેતો ચાર મહિનામાં તો સિસિલી આખુ સર કરી, તે ઊપડ્યો નેપલ્સ તરફ, અને ત્યાના રાજાને કાપુઆમા નિર્વાસિત બનવાની ફરજ પાડી બધા રાજદ્રોહી કેદીઓને એણે મુક્ત કર્યા અને

વિકટર ઈમાનુએલને જીતાએલા તમામ પ્રદેશનો રાજા જાહેર કર્યો.

ગેરીબાલ્ડી ધારત તો પોતાની સરમુખત્યારી ટકાવી રાખી શકત એટલું જ નહિ, રાજાપદ પણ મેળવી શકત. પરંતુ તેને એ લાલસા જ કદી નહોતી જાગી. હજુ તે પરાળ પર જ સૂઈ રહેતો અને રોટી તથા માખણથી જ ભોજન પતાવતો. બદલાની એને કશી પરવા ન હતી. વિકટર ઈમાનુએલે 'હિઝ એક્સેલેન્સી'નો ખિતાબ આપવાની ઈચ્છા દર્શાવતાં તેણે વિનમ્રતાપૂર્વક તેને પાછો ઠેલ્યો. બદલામાં માત્ર એણે એટલું જ માગ્યું કે 'મારા શૂરા એક હજારને ભૂલી ન જજો' અને એ 'શૂરા એક હજાર'નાં વિયોગનાં આંસુ વચ્ચે સૌની વિદાય લઈ તે ચાલી નીકળ્યો કેપરારા તરફ.

પરંતુ આઝાદી માટે તલસતા એના હૈયાને આવા ચેનથી જંપ વળે તેમ ન હતું. ઘેટાં ચારતાં ચારતાં એક દિવસ એક ખડક પર આરામ લેવા પડતાં તેની તમામ પૂર્વકલ્પનાઓ જાગી અને પાણીમાં તોળાઈ રહેલા એ ખડક પર પગ ટેકવી તે બોલી ઊઠ્યો, 'ઓ, આ એકેએક ખડક જાણે મારાથી વાત કરવા માગે છે. આ એકેએક ખડક મને જૂની ગુફતગો તાજી કરાવે છે. ના, હું નથી ભૂલ્યો. મને મારૂં ઈટાલી સાંભરે છે.'

અને એ જ સાંજે કુટુંબની બધી વ્યવસ્થા પોતાના મોટા છોકરા મેનીટાને સોંપી, 'રોમ યા મોત'નું પણ લઈ તે ચાલી નીકળ્યો. પરિણામ જે આવવું જોઈતું હતું તે જ આવ્યું. ઈ. ૧૮૪૯ માં જે રોમનું છવસાટે રક્ષણ કરવા એ મથ્યો હતો એજ રોમમાં સંયુક્ત ઈટાલીના રાજા તરીકે વિકટર ઈમાનુએલ ઈ. ૧૮૭૧ માં પ્રવેશ્યો. રોમ આખરે સંયુક્ત ઈટાલીની રાજધાની અને લાટિન પ્રાંતોનું સાંસ્કૃતિક કેન્દ્ર બન્યું.

ઈટાલીનું એ એક મહાન સદ્‌ભાગ્ય છે કે તેનો નવો ઈતિહાસ ગેરીબાલ્ડી જેવા એક પવિત્ર અને ઉદાત્ત નરવીરથી શરૂ થાય છે.

નેપલ્સવાસીઓએ તેને આપેલું 'લોકપિતા'નું બિરુદ સર્વથા સાર્થ કરે છે

આઝાદીના એ આશકનું ઇટાલી આખરે આઝાદ થયું અને એનું જીવનકાર્ય પાર પડ્યું એ કાર્ય પર સંપૂર્ણ સંતોષ અનુભવતા ગેરીબાલ્ડીએ ઈ. ૧૮૮૨ના જૂનની બીજી તારીખે આ દુનિયામાંથી વિદાય લઈ લીધી. હિમાચ્છાદિત આલ્પ્સથી માંડી દરિયામાં પગ પખાળતા સિસિલી સુધીના સર્વે ઇટાલિયનો એ દિવસે રડી ઊઠ્યા

અંત ઘડીએ પણ સાગરનો સાદ ગેરીબાલ્ડીના અંતરમાંથી લેશ ઓછો નહોતો થયો. પોતાની પથારી પાસેની દરિયા સામે પડતી બારી એણે ખુલ્લી જ રખાવી હતી. જૂનની એ સાંજે એ બુઝર્ગ ખલાસી, ખેડૂત, ને સિપેહસાલાર પથારીમાં પડ્યો પડ્યો સામેના દરિયાના તરંગો તથા ત્યાંના ખડકો પાછળ આથમતા સૂરજના રંગો નિહાળી રહ્યો હતો ત્યાં કિલકિલાટ કરતાં બે પંખી ઊડતાં બારીમાં બેઠાં આવ્યાં. એની ચેતના ઓછી ને ઓછી થતી જતી હતી એટલે એની અંતિમ શાંતિમાં ખલેલ ન પહોંચે તે માટે તેના પરિચારકો એ પંખીઓને હાંકી મૂકવા જતા હતા ત્યાં તો તેનો ધીમો અવાજ સંભળાયો, 'એમને હાંકી ન કાઢશો. હમેશ અહીં આવવા દેજો અને ચણ નાખતા રહેજો.'

•

એ આખરી શબ્દો સાથે એ આઝાદીનો આશક ચાલ્યો ગયો. એ કર્મવીર પુરુષ માટેની ટ્રેવેલ્યનની આ પ્રશસ્તિ અહીં ઉતારી આપણે કૃતજ્ઞતા અનુભવીએ: 'He is perhaps the only case, except Byron for a few weeks in Greece of the poet as man of action. It is the acted poem that lives in the hearts of the millions in whom the written words of history and written words of poetry are alike an unopened book.

## આકાશને વાચા આપનાર ગુગલીલ્મો માર્કોની

**Marconi**

Man by the mountain wall
On plains or over the spray,
Lifted his voice to call
And was heard no further awry
Than any voice of them all.

As soon as night began
Creatures that fly or prowl
Would raise the cry of their clan
Wolf, lion or owl,
And were heard as far as man

Marconi came to birth
And before he left us again
Our voice was of greater worth
For we speak and are heard plain
At the very ends of the earth

—**Lord Dunsany**

'માર્કોની ! ઓ માર્કોની ! ક્યાં ગયો ? આમ છાનોમાનો, રોજ ઓરડામાં ગોંધાઈને એ શું કર્યા કરે છે ?'

'કશાક અખતરા કરે છે, અને તેમાં કોઈ ખલેલ ન પાડે તે માટે બારણાં બંધ રાખે છે.'

'એવા તે ક્યા અખતરા પાછળ એ મંડ્યો છે ?'

'એનો ખ્યાલ એવો છે કે હવા મારફત — તારના દોરડાંની પણ સહાય વિના કેવળ હવાના તરંગો મારફત અવાજને દૂર દૂર સુધી મોકલી શકાય.'

માર્કોનીના પિતાને એની માતા પુત્રનો પ્રોત્સાહ સમજાવવા મથી

રહી હતી માતાનો ભાવ પહેલેથી જ માર્કોની ઉપર બહુ રહેલો અને માર્કોનીનો વિજ્ઞાનનો શોખ જાણી ઘેર પણ એ માટે ખાનગી શિક્ષક રોકયો હતો કુટુંબ પૈસાદાર હતું માર્કોનીનો બાપ પોતે જમીનદાર ને સફળ ધંધાદારી હતો. એટલે માર્કોની પાછળ થતા ચાહે તેવા ખર્ચ માટે એ પાછુ વાળી જુએ તેમ ન હતો

અને એટલે તો માર્કોનીના અખતરાની વાત સાંભળી, એણે પણ આશાની ઈતિજારી ભર્યો જવાબ આપ્યો 'ઠીક છે, ભલે એ અખતરા કરતો રહે, એ સફળ થશે તો આપણે ઉલટા રાજી થઈશું '

અને માર્કોની તો પોતાના અખતરા ચલાવવા વહેલી પરોઢે કોઈ ને ખબર પણ ન હોય ત્યારે જાગી જતો, અને રાત્રે કોણ જાણે કેટલા વાગ્યે પથારીમા પડયો તેની પણ કોઈને ભાળ નહોતી અખતરા માટેના સાધનો તો પોતાને મળતી ખીસાખર્ચીમાથી જ તે વસાવી શકતો એના અનાડેદા ખડમાં પ્રવેશવાની કોઈ ને પણ મનાઈ હતી—માત્ર એની માતા સિવાય અને માર્કોનીને એ મધુર-વત્સલ માતામા શ્રદ્ધા પણ અતુલ હતી ઘણી વખત સાભિમાન તે માતાને પોતાની હાથઘડાઉ બૅટરીઓ બતાવી રહેતો અને એની આખો ભાવિ વિજયથી ચમકી રહેતી

જો કે આમ તો એના મોટા ભાગના સાધનો હાથઘડાઉ જ હતાં. પરંતુ હરકોઇ ચીજ સરવાળે કેવી નીવડશે એ પામી જવાની શક્તિ એનામાં પૂરેપૂરી ખીલેલી હોઇ, સરવાળે તો એના સાધનો સફળ જ નીવડતા હતા પણ માર્કોનીને અવકાશ પર કાબૂ મેળવવાનો આ બુટ્ટો ઊઠયો શી રીતે એ પહેલાં જોઈએ.

ઈ ૧૮૬૪મા ઈંગ્લંડના મહાન ગણિતશાસ્ત્રી જેમ્સ કલાર્ક મૅક્સવેલે એવી જાહેરાત કરેલી કે આપણા વાતાવરણમા અમુક વિશિષ્ટ પ્રમાણના વીજળીક તરંગો રહેલા છે. એટલુ જ નહિ, એણે

એમનાં તરંગમાન અને ગતિમાન પણ નક્કી કર્યાં હતાં. છતાં વર્ષો સુધી એ માન્યતા અસિદ્ધ અને અસ્વીકૃત જ હતી, કારણ ચીલાચાલુ વિજ્ઞાનીઓ એને હસી કાઢતા હતા. પરંતુ જર્મન વિજ્ઞાની હાઈનિ્રશ રુડૉલ્ફ હેર્ટ્ઝે કાર્લ્સરૂહ મુકામે મૅક્સવેલની જાહેરાતને ટેકો આપતા અખતરા કર્યા ને ઈ. ૧૮૮૭ થી ૮૯ની સાલ સુધીમાં એની વિગતો છપાવી. આપણાં દર્શન, શ્રવણ અને સ્પર્શથી અતીત વીજળીક શક્તિનાં તરંગોની એણે પાકી ખાતરી કરાવી આપી, અને એ સાથે ઇંગ્લંડમાં ઓલિવર લૉજ, રશિયામાં ઍલેક્ઝંડર પૉપૉફ તથા ઇટાલીમાં ઑગસ્ટો રીઘી જેવા ઉત્સુક વિજ્ઞાનીઓ એના વધુ અખતરામાં પરોવાયા.

વીસ વર્ષનો માર્કોની પોતાના ભાઈ સાથે ઈ. ૧૮૯૪ની ઉનાળાની રજા આલ્પ્સનાં મનોહર શિખરો વચ્ચેની એક હૉટેલમાં ગાળી રહ્યો હતો ત્યાં હેર્ટ્ઝના પ્રયોગોની વિગતો જેમાં છપાએલી હતી એ 'ઇલેક્ટ્રિકલ જર્નલ' તેના હાથમાં આવ્યું. હાઇનિ્રશ હેર્ટ્ઝે વિદ્યુદ્દોલક (ellectrical oscillator) વડે વિદ્યુચ્ચુંબકમય (electro-magnetic) તરંગો કેવી રીતે જન્માવ્યા હતા એ બધું તે વાંચી ગયો. અને એ પરથી ઓચિંતો એને એ ખ્યાલ આવ્યો કે, એ તરંગો વડે જ તારની મદદ વિના સંદેશ ન મોકલી શકાય?

એ ખ્યાલ માટે માર્કોનીએ લખેલું છે, 'એ જેટલો સરળ અને સાદા તર્કવાળો હતો તેટલો જ પહેલી નજરે કોઈને પણ અસંભવિત લાગે તેવો હતો; અને હું ધારું છું કે તેથી જ કોઇ વિજ્ઞાનીને આવો ખ્યાલ આવ્યો હશે તો પણ તેણે દબાવી દીધો હશે.'

પરંતુ ખરી રીતે બીજા વિજ્ઞાનીઓ એ તરંગોનો સ્વભાવ જાણવા મથી રહ્યા હતા, ત્યારે માર્કોની તો એમનામાં રહેલી શક્તિનો માનવહિતાર્થે લાભ ઉઠાવવા મથી રહ્યો હતો. પાઈનનાં ઝાડોની મધમધતી મહેક ને આલ્પ્સનાં બરફની શીળી ખુશ્બો વચ્ચે તેના

મનમાં એ વિચાર દૃઢમૂલ થઈ ગયો, ને ઘેર પાછા ફરતાં જ તે પર અખતરા કરવાનું એણે નક્કી કર્યું.

**મા**ર્કોનીનું આખું નામ ગુગ્લીએમો માર્કોની. ઈ. ૧૮૭૪ના એપ્રિલની ૨૫મી તારીખે ઉત્તર ઇટાલીમાં બોલોના નજીક તેનો જન્મ થયેલો. એનો બાપ ઇટાલિયન હતો; મા આયરિશ, અને અર્ધ દેશની સગી થતી હતી. પૈસાદાર કુટુંબનું ફરજંદ હોવાથી બોલોના, ફ્લોરેન્સ, લેગહૉર્ન એમ વિવિધ ઠેકાણે એ શિક્ષણ મેળવી શકેલો. નાનપણથી જ ગણિત અને વિજ્ઞાનનો તે રસિયો હતો, અને તેમાંયે પદાર્થવિજ્ઞાન તથા વીજળીમાં તો એટલો બધો રસ હતો કે પોતાનો અભ્યાસ પૂરો કર્યા પહેલાં જ તેણે એમાં નિપુણતા મેળવી લીધી હતી.

અને આલ્પ્સની ટેકરીઓ વચ્ચે એણે પોતાનો મનોનિર્ણય બાંધ્યો ત્યારથી તો એક જ દિશાનુરાગી એનું માનસ બની ગયું–પાછા ફરીને ૧૮૯૫થી જ પિતાના પૉન્તાશિયોના ગ્રામ્યનિવાસમાં પોતાના અખતરા એણે શરૂ કરી દીધા.

એક સરખી ખંત, વૈજ્ઞાનિક ઝીણવટ અને બુદ્ધિની કુશાગ્રતાથી સિદ્ધિ બહુ દૂર નથી રહી શકતી. માર્કોનીમાં તો એ બધું હતું–અને એને લઈને તો એ તરુણ ઈટાલિયને જગતનું વર્ષોનું સ્વપ્ન એક વર્ષમાં મૂર્ત કરી બતાવ્યું. પહેલાં 'લૉંગ રેન્જ ઈંડક્શન કૉઈલ' એ વાપરતો તેને બદલે રિગીના 'ઑસ્‌ ડિસ્ચાર્જર' નો એણે અખતરામાં ઉપયોગ શરૂ કર્યો; તેમાં જુદા જુદા અંતરે વેસેલિનમાં મૂકેલા ચાર દડામાંથી દરેકના અંતર વચ્ચેના પ્રમાણ પર કાબૂ મેળવવા તેણે મૉર્સ-કીનું જોડાણ કર્યું અને તે સફળ થયો. કળને દબાવતાં જ જે તેજરેખા ( spark ) એ દડા વચ્ચે પસાર થતી તેથી લીટી –ડૅશ–ની સંજ્ઞા મોકલી શકાતી; અને એવી જ રીતે કળને થોડી દબાવીને મૂકી દેતાં ટપકાં–ડૉટ–ની સંજ્ઞા પસાર થતી.

આ સફળતાને દિવસે માર્કોની કુટુંબનો હરખ તો માતો ન હતો. એ સફળતા પર વારી જઈ માર્કોનીના બાપે તેને ૨૦૦ પૌંડની મોટીમસ રકમ ભેટ આપી દીધી. અને ૧૮૯૬માં વગર તારે બે માઇલ સુધી સંદેશા મોકલવા તે સફળ થયો ત્યારે તો આનંદની જાણે અવધિ આવી. એની માતાએ એ મહાન શોધની સંપૂર્ણ વિગતો આયર્લેંડમાંનાં પોતાનાં સમાંવહાલાંઓને લખી જણાવી, જે પરથી માર્કોનીને પુષ્કળ અભિનંદનો મળ્યાં. હવે તો જાહેરમાં પણ તેની એ શોધનો ઉહાપોહ થવા લાગ્યો.

પરિણામે ઈંગ્લંડ તરફથી પોતાની શોધનું પ્રદર્શન કરવાનાં આમંત્રણો તેને મળવા લાગ્યાં. તેણે ઈંગ્લંડ જવાનું નક્કી કર્યું. પિતાએ સાથે જવાની ના પાડતાં માતાને લઈ માર્કોની ઈંગ્લંડ ઊપડ્યો અને ત્યાં તેની માના એક સગા કર્નલ જેમ્સન ડેવિડ (પાછળથી ઈંગ્લંડમાં માર્કોની કંપનીના સ્થાપક) ને ત્યાં તેઓ ઊતર્યાં.

ઈ. ૧૮૯૬ માં પોતાના સરંજામ સાથે માર્કોની ઈંગ્લંડ આવ્યો અને એ જ વર્ષના જૂનની ૨ જી તારીખે પોતાની શોધનું કામચલાઉ પેટન્ટ મેળવી લીધું. ત્યાં એને લંડનની જનરલ પોસ્ટ ઑફિસના મુખ્ય ઈજનેર મિ. (પાછળથી સર) વિલિયમ પ્રીસની ઓળખાણ થઈ. માર્કોનીએ તેને પોતાના અખતરાથી સાદ્યંત વાકેફ કર્યો. એ અખતરાઓ પાછળ રહેલી ભાવિ વિશાળ શક્યતા મિ. પ્રીસના ધ્યાનમાં તરત ઊતરી ગઈ અને થોડા જ દિવસ બાદ માર્કોનીને મિ. પ્રીસ તરફથી જ O. H. M. S. ના લાલ સીલવાળું સરકારી પરબીડિયું મળ્યું. એમાં એના અખતરા જાહેરમાં કરવાનો આગ્રહ હતો.

માર્કોનીએ લખેલું છે, 'પહેલાં તો એ વાંચીને હું ખૂબ જ રાજી થયો, પણ પછી બીજી જ પળે મને વિચાર આવ્યો કે કદાચ જાહેર સમક્ષ મારા અખતરા નિષ્ફળ જશે તો? અને ધારો '

સફળ થાય તો પણ કહેવાય એમ કહેવામાં આવે કે, 'છોકરા, તું જે શોધને નવીન ગણે છે તે ઈજનેરોના તો સાધારણ થઈ ગઈ છે,' તો ? પણ તરત જ મેં ઉકેલેલો સવાલો એમ મારી નજર આગળ તરી આવ્યો, ને મારી શોધમાં મારો વિશ્વાસ દૃઢ થયો.'

સેન્ટ માર્ટિન્સ લ ગ્રાન્ડમાંના જનરલ પોસ્ટ ઑફિસના છાપરા પર પોસ્ટ ઑફિસના તથા બીજા સરકારી અમલદારોની હાજરીમાં તેને અખતરો કરવાનો હતો. રિસીવિંગ સ્ટેશન ટેમ્સ એમ્બૅંકમેન્ટ ઉપર મૂકવામાં આવ્યું હતું. પોસ્ટ અને તારખાતાના નિષ્ણાતો વચ્ચે અખતરો શરૂ કરતાં એનું દિલ અજ્ઞાત ભાવિના ખ્યાલે ધડકી રહ્યું.

પરંતુ માર્કોનીનો એ અખતરામાં સોળેસોળ આની સફળ થયો, અને બીજી જ પળે મિ. પ્રીસનો હાથ તેની પીઠ થાબડી રહ્યો.

ત્યાર પછી સૈન્ય અને નૌકાખાતાના સમક્ષ સેલિસબરી મેદાનમાં પણ તેણે એ અખતરા કરી બતાવ્યા અને લેવર્ન પેનાર્થ અને બ્રીનડાઉન વચ્ચે બ્રિસ્ટલની ખાડીની આરપાર દસ માઈલ દૂર વગર તારે સંદેશા મોકલી બતાવીને તો તેણે કમાલ જ કરી.

ઈટાલીએ માર્કોનીની આ ખ્યાતિનું સાંભળ્યું કે તરત ત્યાંની સરકારે સ્પેઝિયા મુકામે તેને સ્ટેશન બાંધી આપીને ત્યાં અખતરા આગળ ચલાવવાની સગવડ કરી આપી. થોડા વખતમાં તો ત્યાંથી બાર માઈલ પરના યુદ્ધજહાજોને સંદેશા મળવા લાગ્યા. એ વખતથી વાતાવરણનું અંતર નડતું ઓગળતું, માનવસુલભ જ્ઞાનની આડે પથરાએલો અજ્ઞાનનો પડદો ઓગળતો હતો.

ઈ. ૧૮૯૭માં ઈટાલીના રાજા અમ્બર્ટ, રાણી માર્ગેરિટા તથા ચેમ્બર ઑફ ડેપ્યુટીઝ સમક્ષ માર્કોનીએ પોતાના બીનતારી સંદેશાના અખતરા કરી બતાવ્યા અને પછી એ વરસના જુલાઈ માસમાં જ એ અખતરાઓના ભાવિ વિકાસનો વ્યાવસાયિક પાયો એણે લંડનમાં

નાખ્યો—'વાયરલેસ ટેલીગ્રાફ ઍન્ડ સિગ્નલ કંપની' સ્થાપીને, જે ત્રણ વર્ષ રહીને 'માર્કોની વાયરલેસ ટેલીગ્રાફ કંપની' બની

માર્કોની પોતાની શોધને આગળ ને આગળ વિસ્તારતો ગયો ઈ. ૧૮૯૮માં ઈસ્ટ ગુડવિન લાઈટશિપ પર એણે વાયરલેસ મૂક્યો ને સાઉથ ફોરલૅન્ડ દીવાદાંડી સાથે એના સંદેશા બરાબર ચાલતા રહ્યા એ જ સાલમાં ઊંચા એરિયલ ને લાંબા તરંગો વડે ઈંગ્લીશ ખાડી આરપાર ૭૪ માઈલ સુધી એણે બીનતારી સંદેશા પહોંચાડયા

એ વાયરલેસનું મૂલ્ય બીજી રીતે પણ પૂરવાર થયું ઉપરોક્ત લાઈટશિપ ઈ ૧૮૯૯ ના માર્ચમાં એક સ્ટીમરની અડફેટમાં આવી જઈને ભાગ્યું પરંતુ તે વાયરલેસથી સજ્જ હોવાથી તેનો સંદેશો દીવાદાંડી પર પહોંચ્યો, હોડકાં મોકલાયાં, ને ખલાસીઓને બચાવી લેવાયા.

ઈંગ્લીશ ખાડી પર વિજય મેળવ્યો એટલે માર્કોનીની હવે નજર વળી અફાટ આટ્લાન્ટિક તરફ જે કે વેદિયા ! ગણિતશાસ્ત્રીઓ તો ગણિતના આંકડા મૂકીને માર્કોની આટલાન્ટિક પર વિજય નહિ મેળવી શકે એવી જ જાહેરાત કરી રહ્યા હતા, પરંતુ માર્કોનીને એની કશી પડી ન હતી એ તો એવી જાહેરાતોથી બેપરવા રહી કૉર્નવૉલમાં પોલધુ મુકામે પોતાના અખતરામાં તલ્લીન રહ્યો હતો

ઈ ૧૯૦૦ના ઑકટોબરમાં એણે પહેલું લાંબા અંતરનું વાયરલેસ સ્ટેશન બાંધ્યું એરિયલના વાંસડા એણે બસો ફૂટ ઊંચા બાંધ્યા, પણ તોફાનમાં એ તૂટી પડ્યા જરાય ન ગભરાતા માર્કોનીએ ફરી મહેનત કરી, પહેલાં કરતાં ત્રીસ ફૂટ નીચા વાંસડા તૈયાર કર્યા અને આમ ટ્રાન્સમિટિંગ સ્ટેશન પૂરું થતાં તે દોડ્યા આટલાન્ટિકને પેલે પાર ન્યુ ફાઉન્ડલૅન્ડ ત્યાં સેન્ટ જાન મુકામે પતંગવાન મદદ વડે ચારસો ફૂટ ઊંચી એરિયલ બાંધી રિસીવિંગ સ્ટેશન તૈયાર કર્યું

ઈ. ૧૯૦૧ ના ડીસેમ્બરની એ ૧૨ મી તારીખ હતી માર્કોની સ્ટેશનના ખંડમાં કાને ટેલિફોન રીસીવર મૂકીને બેઠો હતો ઈંગ્લાંડમાં સઘળી તૈયારી સંપૂર્ણ કરીને જ તે આવ્યો હતો અને ક્યારે-દિવસના કયા ભાગે સંજ્ઞાઓ મોકલવી તે પણ ત્યાં કહી દીધું હતું ખંડમાં એના મદદનીશ કેમ્પ સિવાય કોઈ નહોતું એના મેજ પર ઈંગ્લાંડથી આવતા સંદેશા મેળવવાનું તેનું સાહિત્ય પડ્યું હતું એમાંથી પસાર થતો તાર પવનમાં ચારસો ફૂટ ઊંચે ચગતા પતંગ સાથે બાંધેલો હતો એ પહેલાંનો એક પતંગ તથા એક બલૂન તો દરિયા પર ઘસડાઈ ગયા હતા, પણ આ પતંગ આબાદ ચગ્યો હતો

એકાએક માર્કોનીએ એના મદદનીશને બૂમ મારી, રીસીવર તેના હાથમાં સોંપતાં કહ્યું, 'જો તો, કેમ્પ, તું કંઈ સાંભળે છે?

કેમ્પ રિસીવર લઈ શાંતિપૂર્વક સાંભળતો ઊભો અને પછી આનંદે છલતા અવાજે બોલી ઊઠ્યો, 'હા, ત્રણ ધીમા ખટકારા સંભળાયા'

માર્કોનીએ રિસીવર એની પાસેથી લઈ કાને ધર્યું ફરી ને ફરી ધર્યું ને પોતાની સફળતાની તેને પ્રતીતિ થઈ

ન્યૂ ફાઉન્ડલૅન્ડ છોડતાં તો તેના પર અભિનંદનપત્રો ને તારોનો વરસાદ વરસવા માંડ્યો કોઈ એને વ્યાખ્યાનો માટે આગ્રહ કરતા હતા, તો કોઈ સામયિકો માટે લેખો લખવા એની ટ્રેન જે જે સ્ટેશને થોભતી ત્યાં ત્યાં લોકોની ઠઠ જામી રહેતી. આલમ આખી એને મુબારકબાદીથી વધાવી રહી હતી

માર્કોનીને તો હાથ લાગેલું એ નવું ક્ષેત્ર ફેંદાય તેટલું ફેંદી નાખવું હતું એક વરસ ગ્લેસ બે ને નોવા સ્કોશ્યા વચ્ચે બીનતારી સંદેશ ચલાવ્યો અને ૧૯૦૨ માં મૅગ્નેટિક ડીટેક્ટરનું પેટન્ટ મેળવ્યું એના વયરલેસની સહાય વડે જ ૧૯૦૩ માં અમેરિકાના પ્રમુખ થીઓડોર રૂઝવેલ્ટનો પહેલો અધિકૃત સંદેશ એડ્વર્ડ સાત

માને પહોંચેનો ઈ ૧૯૧૦ મા નવુ વાલ્વ રિસીવર તથા નવુ ડીટેકટર શોધ્યુ, જે ૧૯૧૧થી અમેરિકામા દાખલ થયુ ઈ ૧૯૧૨મા એણે સતત તરગો ઉપજાવની 'ટાઈમ્ડ સ્પાર્ક સીસ્ટમ' શોધી કાઢી જે વડે ૧૯૧૮ના સપ્ટેમ્બરમા એણે ઑસ્ટ્રેલિયા પહેલો સદેશો મોકલ્યો

મહાયુદ્ધના અરસામા ચાહે તે દિશામા વાયરલેસ તરગોને વાળી શકાય એવા હ્રસ્વાતીત (ultra-short) તરગોના પ્રયોગ (Beam system) પર તેણે અખતરા શરૂ કરેલા મહાયુદ્ધના અરસામા વાયરલેસના ક્ષેત્રમા એની સૌથી અગત્યની શોધ 'ડિરેકશનલ એરિયલ'ની હતી ઇ ૧૯૨૯ મા એની કપનીએ ચેમ્સફર્ડ મુકામે જગતભરમા પહેલુ બ્રૉડકાસ્ટિંગ સ્ટેશન ઊભુ કર્યુ હ્રસ્વાતીત કિરણોની સફળતા પારખવા ઈ ૧૯૨૩ મા 'Elettra' મા એણે વેસ્ટ ઈંડીઝની સફર આદરી જેમા એને પેલધુથી મોકલાતા બધા સદેશા મળી રહેતા એ પરથી એણે એ કિરણોના એકજ કર (Beam) રૂપે ગમે તે દિશામા કેન્દ્રીકરણની શકયતા જાહેર કરી

પહેલા એક એવી માન્યતા પ્રચલિત હતી કે હ્રસ્વાતીત તથા સૂક્ષ્મ તરગો (Micro waves, જે એક મીટરથી યે માપમા ઓછા હોય છે તે) સીધી રેખામા ગતિ કરે છે, પરતુ ઈ ૧૯૩૨ રોમ નજીક રોકા દિ પાપા તથા સાર્ડીનિયામાના કૅપ ફિગારી વચ્ચે પચાસ સેન્ટીમીટરના તરગમાન પર સદેશો મોકલાવી આપીને એણે એ માન્યતા નાસાબિત કરી બતાવી, કારણ સૂક્ષ્મ તરગો જો સીધી જ રેખાએ જતા હોત તો ૧૬૮ માઇલના એ અતરમા પૃથ્વીના વળાકે એ સદેશને પહોંચતો અટકાવ્યો હોત

આજે દુનિયાભરમા બ્રૉડકાસ્ટિંગે જે સફળતા અને લોકાદર મેળવ્યો છે તે વિષે કશુ કહેવાનુ રહેતુ જ નથી પરતુ ઈ ૧૯૨૦ માં ઇંગ્લડના પોસ્ટ માસ્ટર જનરલે તો માર્કોનીને આ બાબત વિષે

પોતાનો વિરોધ જણાવ્યો હતો, કે 'વાયરલેસ ટેલીગ્રાફનો ઉપયોગ આવી નકામી મોજ પાછળ કરવામા આવે એ દિલગીર થવા જેવુ છે !' બ્રૉડકાસ્ટિંગ ટ્રાન્સમિશન પહેલવહેલુ ઈ. ૧૯૨૦ ના જૂનની ૧૫ મો તારીખે થયુ હતું અને તેમાં પહેલવહેલું ગીત મર્હૂમ ડેઈમ નેલી મેલ્બાનું બ્રૉડકાસ્ટ થયુ હતુ

સદા ગભીર અને કંઈક ઉદાસીન ચહેરો ધરાવનો માર્કોની નાનપણથી જ એકાંતિક વૃત્તિનો હતો એના બાપને એ ન ગમતું, ને તેનુ આ સુમડાપણું એ છેડાવવા તે મથતો, પણ એની મા એને બરાબર સમજતી અને એનો સદા બચાવ કરતી આજ ટેવ એનામા છેવટ સુધી રહેલી પોતાની અંતર્ગતથી એ હમેશ કટાળતો રહેતો અને એવી જ રીતે મુલાકાત લેનારાઓથી ત્રાસતો રહેતો

નાનો હતો, ત્યારે એ સુન્દર મોટરિસ્ટ હતો, પણ એથી વધુ શોખ હોડી હકારવાનો હતો પાછળથી ઘોડેસવારી પણ એ શોખ્યો હતો, પરન્તુ ઘોડાની પીઠને બદલે દરિયાની પીઠ પર જ સુકેમુક્ત વચ્ચે પોતાની સ્ટીમબોટ Elettra' પર એ ઘૂમ્યા કરતો એ સ્ટીમ બોટમાં પણ એની પ્રયોગશાળા ને એ મદદનીશો તો ખરા જ!

એનું કાર્ય, એનુ કુટુમ્બ, અને દરિયો એ ત્રણમા જ એની રસવૃત્તિ પર્યાપ્ત હતી એની રહેણીકરણી ખૂબ ઉમદા હતી, ને અંગ્રેજી તથા ફ્રેન્ચ ભાષાએ એ સહેજ પણ ઉચ્ચારભેદ વિના ધારાવાહી બોલી શકતો

પચ દસ દાયકા પહેલાંની પૃથ્વીની વિશાળતાને પોતાની મહાન શોધ વડે ખોબા જેવડી બનાવી દઈ, વીસમી સદીની સંસ્કૃતિ સ્થાપવામા અગ્રગણ્ય ફાળો આપનાર એ મહાન પ્રતિભાની દુનિયાએ પણ ઈ ૧૯૦૯માં ભૌતિકશાસ્ત્રમા નોબેલ પુરસ્કાર

આપીને કદર કરી હતી. ઈટાલીએ પણ એની કદર કરીને ઈ. ૧૯૧૪ માં જી. સી. વી. ઓ., ૧૯૧૫ માં સેનેટર, અને ૧૯૨૯ માં માર્કવીસ બનાવેલો. મહાયુદ્ધ દરમિયાન ઇટાલિયન લશ્કર તથા નૌકાદળને એણે પોતાની સેવા આપેલી. યુનાઈટેડ સ્ટેટ્સ મોકલાએલી ઈટાલિયન વૉર મિશનનો તે એક સભ્ય હતો, અને ૧૯૧૯માં ઈટાલીના રાજાએ સુલેહ પરિષદનો પ્રતિનિધિ પણ એને નીમેલો, જેમાં ઈટાલી વતી સુલેહના અનેક ખરીતાઓ પર એણે સહી કરેલી.

છેલ્લે છેલ્લે તે શૉર્ટવેવ ટ્રાન્સમિશનને વધારે ને વધારે સમૃદ્ધ બનાવવાની તેમજ વહાણો ને હવાઈ જહાજો માટે રેડીઓ બીકન્સની શોધ કરી રહ્યો હતો ત્યાં જ ૧૯૩૭માં રોમ મુકામે હૃદય બંધ પડી જતાં એ અવસાન પામ્યો. છેલ્લી ઍબીસીનિયાની લડાઈમાં એની જ શોધનો ઉપયોગ લોહીની નદીઓ વહાવવામાં થતાં એ સાલસ દિલના આદમીને જે આઘાત પહોંચેલો તેને પરિણામે જ એને પક્ષાઘાત લાગુ પડેલો એમ કહેવાય છે. એના અવસાન પૂર્વે જ્યારે ઇંગ્લંડના મજૂરનેતા મિ. લેન્સબરીએ તેની મુલાકાત લીધેલી ત્યારે વિજ્ઞાન જે દિશા તરફ કૂચ કરી રહ્યું છે તે પ્રત્યે એણે ખૂબ દિલગીરી દર્શાવી હતી

આજની દુનિયા તો એ વિદેહ વિજ્ઞાનીનો જેટલો આભાર માને તેટલો ઓછો છે. ટેલીફોન, ગ્રામોફોન, રેડીઓ, ફિલ્મ, ટેલિવિઝન, એરોપ્લેન ને મોટરકાર એ આજના વિજ્ઞાનયુગનાં જે સાત મહદાશ્ચર્યો છે તેમાં સૌથી વધુ આશ્ચર્યકર શોધ તો રેડીઓની જ છે, એ સૌ કોઈ કબૂલ કરશે. રેડીઓના ચંદા પરની સહેજ હેરફેર વડે ચાહે તેવા અદના આદમીને સ્વર્ગજગતનો શાસક બનાવી દેનાર અલ્લાદીન તે આ માર્કોની. રેડીઓ-ટેલીફોની ને ટેલીવિઝન પણ એની શોધો વડે જ શક્ય બન્યાં છે. સ્થળકાળના સીમાડા લોપી જગતને આભારવશ બનારી દેનાર આવી વિરલ પ્રતિભાનો લોપ કરવા

મૃત્યુ શું શક્તિમાન છે ? હરગીઝ નહિ. અને એ માટે જીગાદ ડર્ની આ સાખ પૂરતી છે.

'Marconi takes the place of Edison, a master of application, a great liaison-general between pure super-advanced science and ourselves in the ordinary world. But more than Edison, he opened up a new world His life cannot close, for his work has been his life. And his work will expand into such a new world that in it the creative thought of the men who have made it possible will live eternal'

,"God made us Kings,
or Prophets here!
cornful answer rings,
be my scavenger!"

● માનવતાનો ઉપકર્તા ●

સર

# રોનાલ્ડ રૉસ

સિકંદર ને સિઝર, તેમુર ને પીલેઝર આદિ માનવ-
ંહારકોની નિકૃષ્ટ પ્રવૃત્તિ આજે આપણાં રૂંવાં ખડાં કરી દે છે.
મના કરતાં યે માનવતાનો જબરો ઘાતક મેલેરિયાનો આતંક
નેયાના ત્રીજા ભાગ પર હજુ યે એનો પંજો કાયમ રહ્યો
ે મોત, અપંગતા ને અશક્તિ એનાં પરિણામો છે. ૪. સ.
માં મહાયુદ્ધના અરસામાં મિત્રરાજ્યોને એ પંજાની પૂરતી
થએલી: બાલકન–મોરચા પર એણે ઓચિંતો દેખાવ આપી,
રચાની અરધી શક્તિ હણી નાખી હતી. પણ એ આતંક
ાર કોણ છે, જાણો છો ! મોટા મોટા બખ્તરધારીઓનાં
ગુમાન ઉતારનાર એ સંહારક તો છે ઍનોફીલિસ નામે
માતી મચ્છરની એક નાચીઝ જાત ! પણ 'નાચીઝ હોવા
એણે સામ્રાજ્યોનાં સામ્રાજ્યોનો નાશ અત્યાર અગાઉ કરી
ા છે — મિસર, ગ્રીસ, એટુરિયા કે રોમની પતનકથામાં એનો
ાનો ભાગ નથી.

અને રોમનો તો એનાથી હદ ઉપરાંત ત્રાસી ગયા હતા. એને
ારિયા' એવું નામ આપનાર પણ એ, જે નામનો અર્થ થાય 'ગંદી

'મારાં માબાપે મારી કેળવણી પાછળ માહકનો અર્થવ્યય આદર્યો. એટલું ભણતર તો હું ચાહું તે પુસ્તકાલયમાં જઈને પણ થોડા જ મહિનામાં મેળવી શકત.'

રૅાસનો અભ્યાસ ઈંગ્લંડમાં જ ચાલેલો. અભ્યાસ દરમિયાન જ વિજ્ઞાન પ્રત્યે એને પ્રેમ ઊપજ્યો હતો, અને વિજ્ઞાનની કોઇ પણ શાખાનું કોઈ પણ પુસ્તક હાથ લાગે તે વાંચ્યા વિના ન છોડતો. ઈ. સ. ૧૮૭૩ માં કેમ્બ્રિજની સ્થાનિક પરીક્ષા આખા ઇંગ્લંડમાં પ્રથમ નંબરે પસાર કરી. ત્યાર પછી શરૂઆતમાં એનો વિચાર તો લશ્કર કે નૌકાદળમાં જોડાવાનો હતો, પણ બાપે તે મંજૂર ન રાખતાં, બાકી રહેલા સઘળા વ્યવસાયોમાંથી તેણે વૈદકનો ધંધો પસંદ કર્યો ને ઇંડિયન મેડિકલ સર્વિસમાં જોડાઇ તે હિંદ આવ્યો.

થોડો વખત હિંદમાં રહી તે પાછો ઇંગ્લંડ ગયો અને ત્યાં લિસ્ટરની ઍન્ટીસેપ્ટિક સર્જરી તથા જંતુશાસ્ત્રનો અભ્યાસ કરી, ઈ. સ. ૧૮૮૧ માં એલ. એસ. એ. ની ઉપાધિ પ્રાપ્ત કરી. એ જ સાલના સપ્ટેમ્બરમાં હિંદ વળી આવતાં તેને મદ્રાસ સ્ટેશન હૉસ્પિટલમાં નીમવામાં આવ્યો.

મેલેરિયાના કેરની પ્રતીતિ રૅાસને હિંદના જ વસવાટથી થઈ, એમ કહીએ તો કઈ ખોટું નથી. અને તેના નિવારણ અર્થેની એની ઉત્કંઠા પણ જેમ જેમ એ કેર તે જોતો ગયો તેમ વધતી ગઇ. એની હોસ્પિટલમાં આવેલી એક દર્દી સ્ત્રીને એણે જિજ્ઞાસુ ભાવે મેલેરિયાને લગતા એટલા બધા સવાલો કરી નાખ્યા કે તે બિચારી નાસી ગઈ!

કુદરતના પ્રેમ સાથે કુદરતનું સંગીત હમેશાં સંકળાએલું રહ્યું છે. એ પ્રેમ ઉત્કટ હોય અને એ પ્રતિભા સમર્થ હોય તો એ ઉત્કટતા આપોઆપ વાણી દ્વારા પોતાનો વેગ શોધી લે છે. એ જ રીતે આ પ્રતિભાવાન અને દૃઢપ્રતિજ્ઞ દાક્તર રોનાલ્ડ રૅાસ પણ કવિ હતો અને

હવા' પરંતુ રોમનોની એ માન્યતા ગલત હતી ગંદી હવાથી એ રોગ નહોતો જન્મતો ઈ સ ૧૮૮૦ માં અલ્જીરિયાની એક ઈસ્પિતાલમાં કામ કરતા ફ્રેન્ચ લશ્કરી સર્જન લાવેરાએ મેલેરિયાના દર્દીઓના લોહીમાં એ રોગના જંતુઓ જોયા અને ત્યાર પછી નવે માર્ગે જ એના મૂળ પ્રતિ પ્રસ્થાન આરંભાયું

એ પ્રસ્થાનમાં સૌથી મોખરે રહી છેવટે વિજય વરનાર' મહાનુભાવ' તે સર રોનાલ્ડ રૉસ મેલેરિયાની ઘાતકતા દેખીતી બહુ મોટી નથી સેંકડો દર્દીઓમાંથી માંડ એકાદ મરતો હશે, પણ એવા તમામ 'એકાદ'નો સરવાળો મૂકીએ તો કદાચ આશ્ચર્ય જ પામી જઈએ એકલા હિંદમાં જ દર વર્ષે ૧૩,૦૦,૦૦૦ લોકો એનાથી મરે છે અને લીગ ઑાવ નેશન્સના આંકડા મુજબ આખી દુનિયામાંથી દર વર્ષે એક કરોડ જિંદગીઓનો તે ભોગ લે છે આવા જાગતિક ઘાતક સામે ઝઝૂમી વિજય મેળવનારને 'મહાનુભાવ' પદ વધારે પડતું છે? પોતે જાણતો એટલો જગતનો ભાગ જીતીને પોતાની જગતવિજેતા તરીકે ખુશામદ કરાવી જનાર સિકંદરને પણ જેણે હરાવ્યો હતો, (કારણ, સિકંદર મેલેરિયાથી જ મૂઓ હતો) એ મગરૂર વિજેતાને પે સર કરી, માનવતાના ત્રાતા બની જનાર એ સેનાનીને માટે એનાથી વધુ યોગ્ય પદ બીજું કયું મળે એમ છે?

ઈ. સ ૧૮૫૭ ના મેની ૧૩ મી તારીખે હિંદમાં જ અલમોડા મુકામે રોનાલ્ડ રૉસનો જન્મ થએલો એણે વૈદકનો પેશો સ્વીકાર્યો હતો, તેનું યે કારણ હતું એ ખૂબ નિરાંતનો ધંધો હતો ચાહે તેવા ને ચાહે તેટલા અખતરા કરવાનો વખત એ ધંધામાં ફાજલ પડી શકે એમ હતો. અને અખતરા કરવાનો તથા કુદરતની અજાયબીઓ સંઘરવાનો તો ઠેઠ નાનપણથી એને શોખ હતો એટલે તો ચીલાચાલુ ભણતર ઉપર પણ તેને નફરત પેદા થઈ હતી એણે લખેલું જ છે કે,

'મારાં માબાપે મારી કેળવણી પાછળ માકકનો અર્થવ્યય આદર્યો. એટલું ભણતર તો હું ચાહે તે પુસ્તકાલયમાં જઈને પણ થોડા જ મહિનામાં મેળવી શકત.'

રૉસનો અભ્યાસ ઈંગ્લંડમાં જ ચાલેલો. અભ્યાસ દરમિયાન જ વિજ્ઞાન પ્રત્યે એને પ્રેમ ઊપજ્યો હતો, અને વિજ્ઞાનની કોઈ પણ શાખાનું કોઈ પણ પુસ્તક હાથ લાગે તે વાંચ્યા વિના ન છોડતો. ઈ. સ. ૧૮૭૩ માં કેમ્બ્રિજની સ્થાનિક પરીક્ષા આખા ઇંગ્લંડમાં પ્રથમ નંબરે પસાર કરી. ત્યાર પછી શરૂઆતમાં એનો વિચાર તો લશ્કર કે નૌકાદળમાં જોડાવાનો હતો, પણ બાપે તે મંજૂર ન રાખતાં, બાકી રહેલા સઘળા વ્યવસાયોમાંથી તેણે વૈદકનો ધંધો પસંદ કર્યો ને ઇંડિયન મેડિકલ સર્વિસમાં જોડાઈ તે હિંદ આવ્યો.

થોડો વખત હિંદમાં રહી તે પાછો ઈંગ્લંડ ગયો અને ત્યાં લિસ્ટરની ઍન્ટીસેપ્ટિક સર્જરી તથા જંતુશાસ્ત્રનો અભ્યાસ કરી, ઈ. સ. ૧૮૮૧ માં એલ. એસ. એ. ની ઉપાધિ પ્રાપ્ત કરી. એ જ સાલના સપ્ટેમ્બરમાં હિંદ વળી આવતાં તેને મદ્રાસ સ્ટેશન હૉસ્પિટલમાં નીમવામાં આવ્યો.

મેલેરિયાના કેરની પ્રતીતિ રૉસને હિંદના જ વસવાટથી થઈ, એમ કહીએ તો કંઈ ખોટું નથી. અને તેના નિવારણ અર્થેની એની ઉત્કંઠા પણ જેમ જેમ એ કેર તે જોતો ગયો તેમ વધતી ગઈ. એની હૉસ્પિટલમાં આવેલી એક દર્દી સ્ત્રીને એણે જિજ્ઞાસુ ભાવે મેલેરિયાને લગતા એટલા બધા સવાલો કરી નાખ્યા કે તે બિચારી નાસી ગઈ!

કુદરતના પ્રેમ સાથે કુદરતનું સંગીત હમેશાં સંકળાએલુ રહ્યું છે. એ પ્રેમ ઉત્કટ હોય અને એ પ્રતિભા સમર્થ હોય તો એ ઉત્કટતા આપોઆપ વાણી દ્વારા પોતાનો વેગ શોધી લે છે. એ જ રીતે આ પ્રતિભાવાન અને દૃઢપ્રતિજ્ઞ દાક્તર રોનાલ્ડ રૉસ પણ કવિ હતો. અને

કવિહૃદય જગતના પરિતાપોથી વ્યાકુળ અને ગંતમજનો પ્રત્યે હમેશા સાનુકંપ રહે જ છે. અોગષ્ટમાં મેલેરિયાને હિંદ જેવા દાક્ષિણ્ય દેશમાથી અપાતી લક્ષાવધિ જિંદગીઓની આહુતિએ રૉસના દિલને હચમચાવી નાખેલુ અને 'ઇન્ડીઅન ફીવર્સ' નામના કાવ્યમાં તો પરમાત્મતત્ત્વને એણે પ્રાર્થના યે કરી છે કે,

"O God reveal thro' all this thing abscured
The unseen small, but million murdering cause!"

એ કવિ તો પહેલો હતો, વિજ્ઞાની પછી થયો હતો આર્ટના વિદ્યાર્થી તરીકે કવિતાઓ, વાર્તાઓ ને નાટકો લખવામાં જ એ વખત ગુજારતો વૈદક કરતાં શિલ્પ ને ચિત્રકળામા તે વધુ રસ લેતો, અને ૧૮૮૮ મા હિંદમાથી રજા લઇને ઇંગ્લંડ જઈ, ત્યા મિસ રોઝા બ્લૉકસૅમ સાથે લગ્ન કર્યાં પછી નોકરીનું રાજીનામુ આપી દેવાનો જ એણે વિચાર કરેલો, પરંતુ એવામા જ એને પોતાની જાત પરોવી દેવા જેવો કોયડો હાથ લાગી ગયો, અને રાસે રાજીનામાનો વિચાર પડતો મૂક્યો

લંડનમાં એ હાથીપગાના જંતુ શોધી કાઢનાર સર પૅટ્રિક મૅનસનને મળ્યો, જે મુલાકાતે વૈદકજગતમા એક વિરલ મૈત્રિમા પરિણમીને વૈદકના સંશોધનના ઇતિહાસમા એક માર્ગસ્તંભનું નિર્માણ કર્યું મૅનસને એ રોગની સંભવિતતા મચ્છરોમા હોવાની પોતાની આશંકા તેને કહી સંભળાવી અને એ રીતે રૉસને પોતાના સંશોધનમા સીધો માર્ગ હાથ લાગી ગયો.

પછી તો પૂછવુ શું? હિંદ પહોંચતા સુધી પણ રૉસની અધીરાઈ ઝાલી ઝલાય એમ ન રહી પી ઍન્ડ ઓ કંપનીની 'બાલારાત' સ્ટીમરમા હિંદ ભણી સફર કરતા કરતા વચ્ચે જ તે અદરે બદરે ઊતરી

પડતો અને ત્યાંની ઇસ્પિતાલોમાં મેલેરિયાના દર્દીઓ તપાસતો. સ્ટીમરમાં બીજા બધા ઉતારૂઓ સહેલ કરી રહ્યા હોય કે રમી રહ્યા હોય ત્યારે એ તો એકલો રહી ખુર્દબીન [સૂક્ષ્મદર્શકયંત્ર] નીચે મચ્છરો તપાસી રહ્યો હોય!

સિકંદરાબાદ પહોંચીને એણે અખતરા આગળ વધાર્યા. મૅનસનનું માનવું હતું કે, મચ્છરો મેલેરિયાના દર્દીને કરડીને પછી પીવાના પાણીમાં એ ચેપ ઠાલવતા હશે, અને એ પાણી પીવાથી પાછો મેલેરિયા લાગુ પડતો હશે રૉસને એ માન્યતા એટલી વજૂદભરી નહોતી જણાઈ; અને એણે પ્રયોગથી એ નાસાબિત પણ કરી બતાવી.

એણે મેલેરિયાના દર્દી પર ચાર મચ્છરો પોષીને તેમને પાણીથી ભરેલી બે શીશામાં પૂરી રાખ્યા થોડા દિવસ એ રીતે રાખ્યા પછી એ પાણી પીવાનો પ્રયોગ કરવાનો હતો. એ અર્થે રૉસને સ્વયંસેવકો પણ મળી રહ્યા. બધી જોખમદારી સમજાવીને રૉસે તેમને એ પાણી પીવડાવ્યું. પોતાના 'Memoirs' પુસ્તકમાં એ માટે એણે લખેલું છે: "આ પ્રયોગ કરવામાં હું મારી જાતને કશો ગેરઈન્સાફ નથી કરતો. કારણ, એનું નિર્ણયાત્મક પરિણામ ઘણુ અગત્યનું છે, અને કંઈ અઘટિત બનવા પામે તો એનો ઇલાજ પણ તૈયાર રાખ્યો છે.'

અખતરો પૂરો થયો. ત્રણમાંના બેને તો કશું જ ન થયું. ત્રીજાને સહેજ આઝાર જણાયો, પણ તે મેલેરિયા ન હતો આ સાબિતી પછી રૉસે મૅનસનની માન્યતા પડતી મૂકી

મેલેરિયાનો ફેલાવો તો મચ્છરોને જ આભારી હતો, એ નિ શંક વાત હતી, પણ એ ફેલાવો તે કયી રીતે કરે છે, એ જ મોટી વાત હતી. રૉસ એ જાણવા માટે પોતાની જાતને પણ અખતરાથી બાકાત ન રાખતો, ને પોતાને મચ્છરો કરડે તે માટે એ પથારી ને પરદા પણ ઘણી વાર બીનાં રાખી સૂઈ રહેતો.

કવિહૃદય જગતના પરિતાપોથી વ્યાકુળ અને નતસજનો પ્રત્યે હમેશા સાનુકંપ રહે જ છે અરોગકર્મા મેલેરિયાને હિંદ જેવા દારિદ્રયપત દેશ માંથી અપાતી લક્ષાવધિ જિંદગીઓની આહુતિએ રૉસના દિલને હચમચાવી નાખેલું અને 'ઇન્ડીઅન ફીવર્સ' નામના ગ્રંથમાં તો પરમાત્મતત્ત્વને એણે પ્રાર્થના ચે કરી છે કે,

O God reveal thro all this thing abscured
The urseen small but million murdering cause!'

એ કવિ તો પહેલો હતો વિજ્ઞાની પછી થયો હતો આર્ટના વિદ્યાર્થી તરીકે કવિતાઓ વાર્તાઓ ને નાટકો લખવામાં જ એ વખત ગુજારતો વૈદક કરતાં શિલ્પ ને ચિત્રકળામાં તે વધુ રસ લેતો અને ૧૮૮૮ માં હિંદમાંથી રજા લઈને ઇંગ્લંડ જઈ, ત્યાં મિસ રોઝા બ્લૉકસૅમ સાથે લગ્ન કર્યા પછી નોકરીનું રાજીનામું આપી દેવાનો જ એણે વિચાર કરેલો, પરંતુ એવામાં જ એને પોતાની જાત પરોવી દેવા જેવો કોયડો હાથ લાગી ગયો, અને ગત્સે રાજીનામાનો વિચાર પડતો મૂક્યો

લંડનમાં એ હાથીપગાના જંતુ શોધી કાઢનાર સર પૅટ્રિક મૅનસનને મળ્યો, જે મુલાકાતે વૈદકજગતમાં એક વિરલ મૈત્રિમાં પરિણમીને વદ્મના સંશોધનના ઇતિહાસમાં એક માર્ગસ્તંભનું નિર્માણ કર્યું મૅનસને એ રોગની સંભવિતતા મચ્છરોમાં હોવાની પોતાની ધારણા તેને કહી સમજાવી અને એ રીતે રૉસને પોતાના સંશોધન માં સીધો માર્ગ હાથ લાગી ગયો

પછી તો પૂછવું શું ? હિંદ પહોંચતા સુધી પણ રૉસની અધીરાઈ ઝાલી ઝલાય એમ ન રહી પી ઍન્ડ ઓ કંપનીની 'બાલારાત' સ્ટીમરમાં હિંદ ભણી સફર કરતા કરતા વચ્ચે જ તે બંદરે બંદરે ઊતરી

સુધી એકધારી રીતે એ પોતાની સેવા આપી રહેતો, કારણ માનવ તાની નજરે તેને એ પોતાની પહેલી ફરજ જણાઈ હતી એની એ ફરજનું ભાન એની પોતાની રચેલી અને આ જીવનચરિત્રને પ્રારંભે આપેલી પંક્તિઓમાં પ્રત્યક્ષ થાય છે.

માણસનો ફરજનો કલ્પિત આદર્શ અને પ્રત્યક્ષ ફરજ ઘણીવાર એક નથી પણ હોતા, અને એવે વખતે આદર્શને પશ્ચાદ્‌ભૂમિમાં રાખી, પ્રત્યક્ષ ફરજને શિરોધાર્ય કરનારા બહુ ઓછા હોય છે. રૉસ એવા વિરલોમાનો જ એક નીવડ્યો

ઈ. ૧૮૯૭ ના એપ્રિલમા રૉસે બૅંગલોર છોડયું અને પાછો મેલેરિયાના સંશોધન પાછળ પડયો તેની એ ઉલટ જોઈને તેના મિત્ર મૅનસને હિંદી સરકારને તેના સંશોધનમા સુવિધા કરી આપવાનો આગ્રહ કરી જોયો, પરંતુ સમસ્ત માનવસમાજની સેવા કરવા કરતા સિકંદરાબાદના રેજિમેન્ટલ એમ ઓ તરીકે જ રૉસ સેવા બજાવે એમા સરકારને વિશેષ કૃતજ્ઞતા જણાઈ, ને રૉસ એવી સુવિધાથી વંચિત રહ્યો

એ જ સાલમા કાબાહટ્ટી મુકામે ખુદ એના પર મેલેરિયાનો હૂમલો થયો, પણ તે ક્યાથી ને કેવી રીતે થયો, તે એ નક્કી ન કરી શક્યો મચ્છરો પર એને વહેમ ગયો, પણ કોઈ મચ્છર કરડયો હોવાનો તેને ખ્યાલ નહોતો રહ્યો ત્યાથી તે સિગુર ગયો, પણ ત્યાથી યે નિરીક્ષણ માટે મચ્છર ન મેળવી શકયો, એટલે જંગલમા જ જાતે પોતાના હાથ પર મચ્છર કરડાવી લાવ્યો પરંતુ એનુયે દેખીતુ કશુ પરિણામ ન આવ્યુ.

અને એ નિષ્ફળતા ખુદ રૉસને જ આભારી હતી જો કે એ ગુમરાહ નહોતો બન્યો, પણ ગલત રાહ પર તો હતો જ, કારણ,

ઈ. સ. ૧૮૯૫ ના મેની ૧૩મી તારીખે, એની વયના ૩૮ મા વર્ષે, મેલેરિયાના એક દર્દીને ડંખેલા મચ્છરને ચીરતાં તેના જઠરમાં રૉસને મેલેરિયાના જંતુ મળી આવ્યા, જે પેલા દર્દીના લોહીમાં પણ હતા. એ જંતુઓની પ્રવૃત્તિ સતત નિહાળતો હવે રૉસ બેસી રહેતો. દિવસભરના શ્રમ પછી રાતે આરામ લેવાની વાત પણ એણે કોરે મૂકી દીધી હતી. એ દિવસો માટે એણે લખ્યું છે કે, 'આ સતત અખતરા કરતાં હું થાકીને લોથપોથ થઈ જાઉં છું. મારા હાથના પસીનાથી ખુર્દબીન કટાઈ ગયું છે. મારી જમણી આંખ સૂજી ગઈ છે ને ખૂબ પીડા આપે છે.'

એ દર્દ સિવાય બીજું દર્દ પણ તેને હતું, અને તે એ કે આ સઘળી માથાકૂટમાં એ બિલકુલ એકલો જ હતો—જો કે એ પોતે તો એ પરિસ્થિતિ પ્રત્યે બેદરકાર જ રહ્યો હતો. એણે સંશોધનમાં કરેલો વિકાસ જાણવાની કે એકઠા કરેલા નમૂના જોવાની પણ કોઈને ફુરસદ નહોતી. વધુ નિરાંતથી કામ થઈ શકે એ માટે એણે કરેલી રજાની બધી માગણીઓ પણ નકારવામાં આવી હતી, છતાં જીવનના મર્મને આ રીતે ઉદ્બોધી જનાર એ મહાનુભાવ કદી નિરાશ નહોતો બન્યોઃ

" By what we have, we lose,
By what we have not, get;
And where we cannot choose
The crown of life is set."

વળી એ જ વર્ષમાં, ઈ. ૧૮૯૫માં, બેંગલોરમાં રોગચાળો ફાટી નીકળ્યો અને રૉસની સેવાની ત્યાં જરૂર પડી. રોગે નાબૂદી તે આપી અને એ પ્રત્યક્ષ જવાબદારી અદા કરવાને માટે એ સમય પૂરતું મેલેરિયાનું સંશોધન એણે છોડી મૂક્યું. સવારના ૭ થી મધ્યાહ્ન

સુધી એકધારી રીતે એ પોતાની સેવા આપી રહેતો, કારણ માનવ તાની નજરે તેને એ પોતાની પહેલી ફરજ જણાઇ હતી એની એ ફરજનું ભાન એની પોતાની રચેલી અને આ જીવનચરિત્રને પ્રારભે આપેલી પક્તિઓમાં પ્રત્યક્ષ થાય છે

માણસને ફરજનો કલ્પિત આદર્શ અને પ્રત્યક્ષ ફરજ ઘણીવાર એક નથી પણ હોતા, અને એવે વખતે આદર્શને પશ્ચાદ્‌ભૂમિમા રાખી, પ્રત્યક્ષ ફરજને શિરોધાર્ય કરનારા બહુ ઓછા હોય છે. રૉસ એવા વિરલોમાનો જ એક નીવડ્યો

ઈ. ૧૮૯૭ ના એપ્રિલમા રૉસે બેંગલોર છોડયુ અને પાછો મેલેરિયાના સશોધન પાછળ પડયો તેની એ ઉલટ જોઈને તેના મિત્ર મૅનસને હિંદી સરકારને તેના સશોધનમા સુવિધા કરી આપવાનો આગ્રહ કરી જોયો, પરંતુ સમસ્ત માનવસમાજની સેવા કરવા કરતા સિકંદરાબાદના રેજિમેન્ટલ એમ ઓ તરીકે જ રૉસ સેવા બજાવે એમા સરકારને વિશેષ કૃતજ્ઞતા જણાઈ, ને રૉસ એવી સુવિધાથી વચિત રહ્યો

એ જ સાલમા કાચાહટ્ટી મુકામે ખુદ એના પર મેલેરિયાનો હુમલો થયો, પણ તે ક્યાથી ને કેવી રીતે થયો, તે એ નક્કી ન કરી શક્યો મચ્છરો પર એને વહેમ ગયો, પણ કોઈ મચ્છર કરડયો હોવાનો તેને ખ્યાલ નહોતો રહ્યો. ત્યાથી તે સિગુર ગયો, પણ ત્યાથી યે નિરીક્ષણ માટે મચ્છર ન મેળવી શકયો, એટલે જગલમા જ જાતે પોતાના હાથ પર મચ્છર કરડાવી લાવ્યો પરંતુ એનુંયે દેખીતુ કશુ પરિણામ ન આવ્યુ

અને એ નિષ્ફળતા ખુદ રૉસને જ આભારી હતી જો કે એ ગુમરાહ નહોતો બન્યો, પણ ગલત રાહ પર તો હતો જ, કારણ,

બધી જાતના મચ્છરો કંઈ મેલેરિયાના વાહક નથી હોતા, માત્ર એક જ જાત હોય છે, અને તે યે નર નહિ પણ માદા. આ વસ્તુસ્થિતિની પ્રતીતિ એને ન થઇ ત્યાં સુધી પ્રયોગો પર પ્રયોગો તે ચલાવતો ગયો અને નિષ્ફળતા પર નિષ્ફળતા પામતો ગયો.

એ પ્રતીતિ એને આ રીતે થઇ. એણે પોતાને મચ્છરો આણી આપવા જે ત્રણ માણસો ( *Mosquito-men* ) રાખેલા તેમાંનો એક, એક વખતે એવા મચ્છર પકડી લાવ્યો જે અત્યારસુધી રોસના અખતરા તળે નહોતા આવ્યા. એનાં ઇંડાં પણ બીજાં ઇંડાં કરતાં જુદાં પડતાં હતાં અને એની પાંખે ત્રણ કાળા પટા રહેલા હતા, ત્યારે એ બેસતો તે પણ બીજા મચ્છરો જેમ સમસ્થિત નહિ પણ કોણ કરીને બેસતો હતો.

આ નવી જાતને ઉછેરીને તેમાંના બે મચ્છર એણે ચીરી જોયા, પણ મેલેરિયાનો પુરાવો આપી શકે એવી કશી હકીકત તેમાંથી ન મેળવી શકાઈ. થોડા દિવસ રહી એમાંથી બે બીજા એણે ચીરી જોયા, પણ પરિણામ એનું એ જ. અને એ વખતે એ જે ત્રાસ સહન કરી રહ્યો હતો તે જોયું કે ? ગરમી તો કહે કે, મારું કામ ! અને રોસથી પંખો સુદ્ધાં ચલાવી ન શકાય, કારણ તેમ કરે તો નમૂના ઊડી જાય ! પસીને લદબદ શરીરે ને નિતરતે કપડે એ તો પોતાનું કામ આગળ ધપાવ્યે જ જતો હતો.

અને આખરે એ અવિશ્રાન્ત કામગીરીને અંતે રોસે કામયાબી વરી. એ દિવસ ઇ. ૧૮૯૭ના ઑગસ્ટ મહિનાની ૨૦મી તારીખનો હતો, જેને રોસે મચ્છર-દિન ( *Mosquito-Day* ) તરીકે ઓળખાવ્યો છે. મેલેરિયાના રોગજંતુઓના વિકાસક્રમની સાંકળના સમજવા જે મચ્છરો એણે ઉછેરેલા તેમાંથી એક ૩૯ નંબરનો જ બચેલો હતો, અને એ છેલ્લો મચ્છર એણે તે દિવસે ચીર્યો, અને તેની મહેનત આખરે પાર પડી.

રોસને એ મચ્છરના શરીરમાં કાળા મેલ જેવા કેટલાક કણ

દેખાયા. જો એ કણુ રોગજંતુઓ જ હોય તો તે વિકાસ પામવા જ જોઇએ. સંકલ્પવિકલ્પોમાં આખી રાત એ બેચેન બેસી રહ્યો. પણ સફળતા એને શોધતી આવી હતી. બીજે દિવસે ખરેખર એ કણુ વિકાસ પામ્યા હતા.

એ એક રાતનો તલસાટ એણે સ્વયં નિરૂપ્યો છે કે, 'હજારેક મચ્છરોનાં જઠર ફફોળી ફફોળીને હું બિલકુલ થાકી ગયો હતો—ના, હિંમત જ હારી ગયો હતો. શા માટે મારે આ બધી જહેમત ઉઠાવવી? પણ અસંખ્ય જનોનો દુઃખાર્ત પોકાર પાછો મારા કાનમાં ગાજી ઊઠયો અને હું ફરી કાર્યરત બન્યો. એક મચ્છરના જઠરમાં એક વર્તુલાકાર રેખા મારી નજરે પડી, જેનો પરીઘ આશરે બાર માઇક્રોન (એક માઇક્રોન એટલે એક મીટરનો દસ લાખમો ભાગ) જેટલો હશે...વિશેષ નિરીક્ષણ કરતાં મને એમાં કેટલાક સૂક્ષ્મ કાળા કણો નજરે પડયા. એવા જ કણો મને મેલેરિયાથી પીડાતા દર્દીના લોહીમાંથી મળી આવ્યા હતા. હુ સફળ થયો છું એમ મને લાગ્યું, અને એ સાફલ્યના ભાન સાથે મારા મોં પર સ્મિત પથરાયું.'

અને એ સ્મિત કંઇ સિદ્ધિની મુસ્તાકીનું કે વિજયના ઉન્માદનું નહોતું. માનવ પ્રત્યેની અનુકંપાનુ અને મોત પ્રત્યેની ઉપેક્ષાનું એ સગૌરવ સ્મિત હતુ. એને એ ગૌરવપૂર્ણ દિવસને વળને જ દિવસે એના કવિહૃદયે 'In Exile' એ કાવ્યમાં મૃત્યુ પ્રત્યેની એ ઉપેક્ષા મૂર્તિમંત કરી:

"This day relenting God
Hath placed within my hand
A wondrous thing; and God
Be praised. At His Command,
Seeking His secret deeds
With tears and toiling breath

I find thy cunning seeds,
O million-murdering Death!
I know this little thing
A myriad men will save
O Death, where is thy sting?
Thy victory, O Grave?'

રૉસે પોતાની આ કવિતા એના 'Philosophies' નામની પુસ્તિકામાં લખેલી છે એ સિવાય બીજી પણ ઘણી કવિતાઓ—ખાસ કરીને રોમન શહેનશાહ કાલીગુલા ઉપરની વગેરે લખેલી છે, જેમાંની ઘણી તો ઉચ્ચ કક્ષાની અધિકારી છે પરંતુ તેની આ કવિતા માટે તો 'લંડન મર્ક્યુરી' માસિકના તંત્રી જે સી સ્ક્વાયરે લખ્યું છે (ઑક્ટોબર ૧૯૩૨ના અંકની તંત્રીનોંધમાં)

'But the malaria poem is undoubtedly the best written at white heat by a great man at a great moment of release, as might have been a poem by Columbus on sighting land, or about Cortes on sighting the Pacific or some watcher of the skies perceiving for the first time the rays of the long calculated planet'

આ પછી રૉસને રજપુતાનામાં ખેરવારા મુકામે જવું પડ્યું ત્યાં મેલેરિયા મુદ્દલ નહોતો કે તે પોતાનું સંશોધન અક્ષુબ્ધ ચલાવી શકે વળી પાછી હિંદી સરકારને વિનંતિઓ થઈ, અને આખરે કેટલાક મહિના પછી રૉસને કલકત્તા મુકામે ખાસ સંશોધન અર્થે મૂકવામાં આવ્યો ત્યાં રહી એણે પક્ષીઓ પર આક્રમણ કરતા મેલેરિયાનો અભ્યાસ કર્યો તથા મચ્છરના ડંખ સાથે એના ભોગ બનનારના

લોહીમાં પ્રવાહી ઠાલવતી તેની લાલાસ્રવી ગ્રન્થિઓ ( salivary glands ) શોધી કાઢી.

રૉસની આ શોધનો ઈ. ૧૮૯૮ ના જુલાઈની ૯ મીનો દિવસ, ઈ. ૧૮૯૭ ના ઑગસ્ટની ૨૦મીની એની શોધની કલગી સમો હતો. એના હૃદયમાં એ દિવસે કેવી કેવી ઊર્મિઓ ઊઠી હશે ? જોન કીટ્સે એના 'On First Looking into Chapman's Homer'માં જાણે એ જ ઊર્મિની પરાકાષ્ઠા કથી છેઃ

> "Then felt I like some watcher of the skies
> When a new planet swims into his ken."

એ યશસ્વતી પળ માટે રૉસે પોતે લખ્યું છે તેમ, 'એવી પળો અનુભવવાને એક આખા જમાનામાં ભાગ્યે એકાદ બે વ્યક્તિ ભાગ્યશાળી નીવડે છે. કોઇ મહાન વક્તા, વિજેતા કે રાજદ્વારી પુરુષના મહત્કાર્ય કરતાં યે એનો આનંદ વધી જાય છે; કારણ, એની સિદ્ધિ થોડાઘણાને ન સ્પર્શતાં સારી માનવતામાં વ્યાપ્ત બને છે, અને તે માત્ર આજ માટે નહિ પણ સદાકાળ માટે–ઓછામાં ઓછું ભવિષ્ય કાળ ભૂતકાળને ભુલાવી દેવાની હિંમત કરે ત્યાં સુધી.'

અને એ શોધની મૅનસનને જાણ કરતાં તેણે જે વિનમ્રતા દર્શાવી છે એ તો હરગીઝ એની પ્રશંસા માગી લે છે. એણે લખ્યું છે, 'કેવી સુંદર શોધ છે આ ! હું એને વખાણવાની ધૃષ્ટતા કરું છું, કારણ કે એ મને આભારી નહિ પણ તમને આભારી છે.'

પ્રકીર્તિત બની, ઈ. ૧૮૯૯ના ફેબ્રુઆરીમાં રૉસ નિવૃત્ત થઈને ઇંગ્લંડ પાછો ફર્યો. ત્યાં મૅનસને તેના ઉપર એક વધુ ઉપકાર કર્યો, કારણ એ માનવભાવી મહાપુરુષને રૉસ જેટલો જ મેલેરિયાના સંશોધનમાં રસ હતો. એટલે મચ્છરની એનોફીલિસ જાત દ્વારા જ

માણસને મેલેરિયા લાગુ પડે છે તેની દુનિયાને સાબિતી આપવા એણે ખુદ પોતાના પુત્ર પી. થૉર્નબર્ન મૅનસનને ઇ. ૧૯૦૦ના ઑગસ્ટની ૨૯મીએ તથા બીજી વાર બે દિવસ રહીને ખાસ ઇટાલીથી મંગાવેલા મચ્છરો કરડાવ્યા. તા. ૧૩ મી સપ્ટેમ્બરે તેને મેલેરિયા લાગુ પડ્યો ને ૧૭મી સપ્ટેમ્બરે તો રોગજંતુઓ તેના લોહીમાં દેખાયા. આથી ઉત્કૃષ્ટ સાબિતી બીજી કયી જોઈએ? રોસે લખ્યું છે તેમ, 'a more brilliant varification of them could not have been devised.'

અને પછી તો આખું જગત એની કદરસનાશી કરવા ઝૂકયું. લાવેરાં અને લિસ્ટર જેવાએ રૉસને કબૂલ રાખ્યા પછી એના મદદુપકારના બદલામાં એના પર માનઅકરામોની નવાઝિશ પર નવાઝિશ થવા લાગી જુદી જુદી ૨૭ વૈદક સંસ્થાઓએ તેને પોતાનો સભ્ય બનાવ્યો અને બધાં મળી ૨૧ ચંદ્રકો ને પુરસ્કારો એણે મેળવ્યાં; એટલું જ નહિ પણ સ્ટોકહોમની વિદ્યાપીઠે ત્યાર સુધીમાં કોઈ પરદેશીને નહોતી બક્ષેલી એ એમ ડી. ની ઉપાધિ એને એનાયત કરી. ૧૯૦૧માં રૉયલ સોસાયટીનો તે ફેલો નીમાયો, ૧૯૦૨માં વૈદક માટેનો નોબેલ પુરસ્કાર પામ્યો, અને ૧૯૧૧માં ઇંગ્લંડ તરફથી કે. સી. એમ જી. નો ઇલકાબ પણ મેળવ્યો.

એના ઇંગ્લંડ જતાં જ ત્યાં લિવરપૂલ મુકામે, લંડનમાં ચાલતી તેવી, વૈદક સંસ્થા ઉઘાડવામાં આવી અને વાર્ષિક ૨૫૦ પૌંડના દરમાયાથી રૉસને તેમાં વ્યાખ્યાતા નીમવામાં આવ્યો. પાછળથી એ રકમ ૩૦૦ પૌંડની કરવામાં આવી, અને છેવટે ૬૦૦ના દરમાયાથી તેને પ્રોફેસર તરીકે કાયમ કરવામાં આવ્યો

ગયા મહાયુદ્ધના અરસામાં રૉયલ આર્મી મેડિકલ કોરમાં કર્નલ તરીકે રહીને રૉસે ઇંગ્લંડની સેવા બજાવેલી; પરંતુ એથી યે વધુ સેવા તો સીએરા લીઓન, સીલોન, હિંદ, મલય, મિસર, ગ્રીસ, સ્પેન,

સાઈપ્રસ, મૉરિશિયસ વગેરે સ્થળોએ ફરીને એ સ્થળોને માનવ-વસવાટ યોગ્ય બનાવીને એણે બજાવી. આફ્રિકાના પશ્ચિમ કાંઠાને મેલેરિયા અંગે જ "Whiteman's Grave"નું લાગેલું કલંક એણે ધોઇ નાખ્યું. એટલું જ નહિ, પણ એ મેલેરિયાના નિવારણ પાછળ ન મંડ્યો હોત તો પૂર્વમાં સુએઝની નહેર જેટલું જ પશ્ચિમમાં મહત્ત્વ ધરાવતી પનામાની નહેર પણ કદાચ હસ્તીમાં ન આવી હોત. એટલે તો એ નહેર માટે ચાલતી આ ઉક્તિ સર્વથા સાર્થ ગણી શકાય એમ છે કે, 'Sir Ronald Ross cut it with his little dissecting scapel'

પરંતુ બાખૂબ પ્રશંસા પામ્યા છતાં પૈસાની બાબતમાં તો રૉસ એના સમાણા અનેક માનવહિતાર્થીઓની માફક બદનસીબ જ રહ્યો હતો. ઇંગ્લંડનાં સંસ્થાનોનુ મહત્ત્વ ત્યાંથી મેલેરિયા નાબૂદ કરીને એણે વધાર્યું, ખુદ ઈંગ્લંડનું ગૌરવ પણ પોતાની શોધથી એણે જગતમાં વિસ્તાર્યું; પણ ઈંગ્લાંડ તો રૉસને એની પાછલી વયમા વીસરી જ ગયુ.

અને એના પર ગુજરેલી આ હાલાકી ઓછી હોય તેમ રહી રહીને ઇટાલીના કેટલાક વિદ્વેષી વિજ્ઞાનીઓએ રૉસને મેલેરિયાના જંતુઓના આદ્ય શોધકના પદેથી ચ્યુત કરવાની પ્રવૃત્તિ આદરી. રૉસને એથી એટલું બધું તો મન દુ:ખ ઊપજ્યુ કે પોતાની ફરજમાંથી એણે નિવૃત્તિ લઇ લીધી અને કોઈ પણ પ્રકારનું મૌલિક સંશોધન કરવાનું મૂકી દીધું. એના પોતાના શબ્દોમાં કહીએ તો એનો 'મહાન ઉમંગ માર્યો ગયો.' (The Great Passion died).

આમ પાછલી વયે રૉસ અવગણાયો, અપમાનિત બન્યો, સધિવા લાગુ પડી અસહાય બન્યો. અને છતા ઈંગ્લંડે એની સામુ ઊંચી આંખ કરીને ન જોયુ! એ જ હાલતમા ઇ. સ. ૧૯૩૨ના સપ્ટેંબરની ૧૬ મીએ તે અવસાન પામ્યો.

આજે એના નામે ઇંગ્લંડમાં 'Institute of Tropical Diseases' ચાલે છે આપણા દેશમાં રહીને સિકંદરાબાદના જે બંગલામાં રૉસે પોતાના અખતરા કરેલા તેના પર હવે આ મુજબની તકતી લગાડવામાં આવી છે "ઈ સ ૧૮૯૭ના ઑગસ્ટની ૨૦મી તારીખે મેલેરિયાના જંતુનો વાહક એનોફીલિસ મચ્છર છે એવી આ સ્થાને શોધ કરનાર સર રોનાલ્ડ રૉસના સ્મરણમાં "

અલબત્ત, સર રોનાલ્ડ રૉસના નામે માનવના સદા માથું નમાવશે, પરંતુ દર્દનો એક ઉભરો અહીં ઠાલવ્યા સિવાય નથી રહેવાતું અને તે એ કે, રૉસે મેલેરિયાના જનક તરીકે મચ્છર પર આણેલી શંકા કંઈ નવી ન હતી એના પહેલાં ચૌદસો વરસ પર ભારતીય આયુર્વિદોને પણ એવી શંકા આવેલી, અને એના સંશોધનમાં એ પણ પ્રવૃત્ત થએલા પોતાનું અધૂરું રહેલું કામ એ પછીની પેઢીઓ પૂરું કરશે એવો એમને ઈતબાર હતો પરંતુ એ પછીની હીનપ્રાણ પેઢીઓએ તો ઉલટો એમના આદર્શને દગો દીધો માનવતાના એ જ્યોતિર્ધરોને એવો ખ્યાલ સુદ્ધાં ભાગ્યે જ હશે કે એ જ ભારતના સંતાનોને ખુદ પોતાના રોગોના પરિત્રાણ અર્થે કોઈ હાફકીન કે કૉક કોઈ લેવેરા કે રૉસ યા કોઈ પેરિફૅન કે કિટાસાટો જેવા પરદેશીઓનો ઉપકાર પોતાને માથે ચઢાવવો પડશે.



## મહાનુભાવ
## નરોત્તમ
## અબ્રાહમ લિંકન

"હું જીવ્યો હું એનું સંભારણું કોઇ મનુષ્યને રહે એવું કશું મેં કર્યું નથી. છતા હું જીવવા ઈચ્છુ છું તે એ કારણસર કે મારી સમકાલીન પેઢી અને પ્રસંગો સાથે હું મારૂં નામ જોડવા ઇચ્છું છું, મારા બંધુઓને હિતકર એવા કરાક સાથે મારૂં નામ હુ યુક્ત કરવા ઇચ્છું છું."

જિંદગીમાં આનંદ કરતાં અનુકંપાસની જ મહેર પામેલો બત્રીસ વર્ષનો એક નવજવાન આ શબ્દો બોલી રહ્યો હતો. અને સંયોગોની તમામ પ્રતિકૂળતાને તરી પાર કરીને એણે પોતાની ઇચ્છા બર આણી ત્યારે તો જગતે તેનું મહાનુભાવ નરોત્તમ તરીકે અભિવાદન આદરી દીધું હતું. ઉજ્જડ જમીન પર ઊભેલી એક બદસૂરત ઝૂંપડીમાં જન્મ લઇને પોતાના વિશુદ્ધ ચિંતન જેટલા જ વિશુદ્ધ ચારિત્ર્ય વડે એમે-

રિકાનો આશાસૂર્ય બની જનાર એ નરોત્તમ તે અબ્રાહમ લિંકન, જેને સંસારે સર્વાનુમતે પુણ્યશ્લોકની કોટિમાં મૂકી દીધો છે

મહાપુરુષોની મહત્તા એમના જીવનકાર્યને મળેલી કામયાબી કે નાકામયાબી કરતાં એ કાર્ય પાછળ એમણે સેવેલા આદર્શ ઉપર જ નિર્ભર હોય છે એ રીતે લિંકનનો જીવન-આદર્શ જોઈએ તો એ હતો કે, 'મારું ગમે તે થાય, મને યશ મળે યા રહે અપયશ, પણ જ્યાં જ્યાં હું કાંટો ભાળું ત્યાં ત્યાં જો ફૂલ ઊગી શકવાની સંભાવના હોય તો તે વાવવા હું દોડી જાઉં એવી મારી સતત મનીષા રહો '

અમેરિકાના પૂર્વભાગની સ્થાયી અને સરસાઈપ્રાપ્ત વસાહતથી દૂર દૂર આવેલા અણવસ્યા પ્રદેશમાં કષ્ટસાધ્ય આજીવિકા વડે જીવનારા એક કુટુંબમાં કેન્ટુકી પરગણાના નોલિન ક્રીક મુકામે ઈ ૧૮૦૯ના ફેબ્રુઆરી મહિનાની ૧૨ મી તારીખે ૧૪ ચોરસફુટની એક ઝૂંપડીમાં આ અબ્રાહમ લિંકનનો જન્મ થયેલો

દેહલાવણ્ય અને સ્વભાવમાધુર્યથી એની માતા નાન્સી જેમ તમામ આરણ્યક સ્ત્રીઓમાં નોખી તરી આવતી તેમ એ સાગર પત્નીનો નિરક્ષર પતિ અને સુતારીનો ધંધો કરતો એનો પિતા ટોમસ લિંકન પણ પોતાના તરંગી સ્વભાવને લઈને ત્યાંના તમામ પુરુષોમાં નોખો તરી આવતો એ તરંગી સ્વભાવ કોઈ એક ઠેકાણે એનો જીવ નિરાંતે ખૂંપવા જ નહોતો દેતો અહીંથી તહીં એ અણવસ્યા પ્રદેશમાં પોતાનો મુકામ તે ખસેડતો જ રહેતો એઈબ (અબ્રાહમ) પાંચેક વરસનો થયો હશે ત્યાં તો એણે પાછું પોતાનું સ્થાન ત્યાંથી અગિયારેક માઈલ ઉત્તરે આવેલા નૉબ ક્રીક મુકામે ફેરવ્યું

આજે તો મહાનગરોના ગજે અમેરિકાને પ્રસિદ્ધ બનાવી દીધું છે, પણ એ કાળે તો શહેરો પણ ત્યાં ગણ્યાંગાંઠ્યાં હતાં ત્યાં વેરાનના આ વસાહતીઓને શહેરી સંપર્ક કે તજ્જન્ય સુવિધાઓ ક્યાંથી મળી

શકે ? એટલે ટોમસે વસાવેલા નવા સ્થાનની જમીન મકાઈ-બટાટાનો પાક આપતી થાય ત્યાં સુધી શિકાર પર જ નિર્વાહ કરવાનું રહ્યું.

ટોમસ સવારના પહોરમાં શિકારે નીકળી પડતો અને નાન્સી ઘરકામે લાગતી. સાંજે નવરા પડતાં નાન્સી તાપણાને અજવાળે શિકારની ઊતરેલી ખાલનાં કપડાં સીવતી, ટોમસ પાંચ વરસના પોતાના પુત્ર એઈબ તથા સાત વરસની પુત્રી સારા કને બેસી, જૂનીપુરાણી કથાવાર્તાઓ સંભળાવતો.

ટોમસને ભણતરની ખાસ કશી કાળજી નહોતી રહેતી; પણ નાન્સી સુશિક્ષિત હોઈ, પોતાના પુત્રના શિક્ષણ માટે તે ઇન્તેજાર રહેતી, અને એને જલદી લખતો વાંચતો કરવા રાત્રે તેને કક્કો શીખવતી. કેટલોક કાળ ત્યાં આવી ચડેલા એક પ્રવાસી શિક્ષકની શાળામાં પણ એણે એઈબને મોકલેલો, પણ થોડા જ વખત બાદ એ શાળા બંધ પડી.

એવામાં ટોમસને કોઈએ ખબર આપ્યા કે ઈંડીઆના સંસ્થાનની જમીન માતબર છે અને નામની જ કીમતે મળી શકે છે, એટલે વળી પાછું એનું મન ફર્યું અને બે ઘોડા પર બધો સરસામાન નાખી ગીચ જંગલમાં થઈને પાંચ દિવસની મુસાફરી બાદ લિંકન પરિવારે ઓહિયો નદીની ખીણમાં આવેલા ઈંડીઆના સંસ્થાનનુ લિટલ પીજિયન ક્રીક વસાવ્યું

ઇ ૧૮૧૬માં ટોમસે આ મુકામ ફેરવ્યો ત્યારે કડકતો શિયાળો ચાલતો હોઈ, ઝૂંપડું બાંધવા પૂરતો વખત પણ નહોતો એટલે હિંસક પશુઓ વચ્ચે જાતની રક્ષા કરવા અણઘડ પાટિયાનું ત્રણ બાજુએ બંધ અને એક બાજુએ ખુલ્લું એવું કામચલાઉ માળિયું ઊભું કરવામાં આવ્યું. હાથે લાકડાં ફાડી ફાડીને બાર મહિને છેવટે કૅબિન તૈયાર કરવામાં એઈબનો પણ હિસ્સો હતો. એના કહેવા મુજબ, ' હુ ઉમરે જો કે બહુ નાનો હતો, છતાં કામ કરવા યોગ્ય મારી ઉમર થઈ હતી. તરત મારા હાથમાં કુહાડી આપવામાં આવી. ત્યારથી માંડીને મારી

ત્રેવીસની વય સુધી મે એ ઉપયુક્ત હથિયારનો એકધારો ઉપયોગ કર્યો '

આ અરસામા જ એઇબે પહેલ વહેલી બંદૂક ચલાવી અને ચલાવીને, થોડે દૂર ફરતી એક બતકને વીંધી નાખી ટોમસ તો પોતાના પુત્રના આ કૌશલ્ય પર ખુશખુશ બની ગયો, પણ પુત્ર તો દિઙ્મૂઢ બની જઈ આત્મવ્યથાના ઊંડાણમા ઊતરી ગયો થોડીવાર આમતેમ તરફડી મુર્દુ બની ગએલી બતકને શૂન્યમનસ્ક નિહાળી રહેલા કિશોર એઇબની એ આત્મવ્યથા એટલી ઊંડી હતી કે બંદૂક ચલાવવાનો આ પહેલો પ્રસંગ એની જિંદગીમા છેલ્લો જ નીવડ્યો

એઇબનું આ આત્મસાદૃશ્ય, કરુણાની મૂર્તિ સમી તેની માતા નાન્સીને આભારી હતુ એઇબનો એના પર નિરવધિ પ્રેમ હતો પરંતુ નાન્સીની વત્સલછાયા લાંબો કાળ ન ટકી અને ક્ષયને મળતા પણ એના કરતા યે ગૂઢ 'milk-sick' નામક રોગે એઇબનો એ લૌકિક અધિકાર ઝૂટવી લીધો

માતાની માંદગી દરમિયાન દ્રવિત દિલે એ દરરોજ પ્રાર્થના કરતો રહેતો, પરંતુ નાન્સી ન બચી અને ઇ ૧૮૧૮ના ઑક્ટોબરની ૫ મીએ એની કરુણાર્દ્ર આંખો સદાને માટે મીંચાઇ ગઈ કશી અંત્યવિધિ વિના વગડામા જ બાપ દીકરાએ મળી એને દફનાવી. કોઇ દાક્તર પણ એની સારવાર માટે ન મળેલો, કારણ નજીકમાં નજીકનો દાક્તર પણ લાથી ૩૫ માઈલ દૂર રહેતો હતો કદાચ જિંદગીની જફાકશીથી કંટાળેલી નાન્સી પોતે પણ જીવનથી તદ્દન નિર્મમ બની ગઈ હશે

માતા ગઈ એટલે ઘરનો બધો કારોબાર બાર વરસની સારા અને દસ વરસના એઇબ ઉપર આવી પડ્યો એકાદ વરસ આમ વીત્યા બાદ ટોમસ ક્યાંક ઊપડી ગયો, તે પાછો ૧૮૧૯ના ડીસેમ્બરની એક સાંજે પાછો ફર્યો. એકલો નહિ, એની સાથે સરસામાન લાદેલી ચાર

ઘોડાની એક ગાડી હતી, અને એ ગાડીમાં એક હસમુખી પ્રૌઢા સાથે ત્રણ છોકરાં હતાં.

'આ તમારી નવી મા!' ટૉમસે ગાડી સામે ઉત્કંઠ આવી ઊભાં રહેલાં એબ્રિમ તથા સારાની જિજ્ઞાસાને સાંત્વન આપ્યું.

ત્યારથી ટૉમસની એ પુરાણી પ્રેમિકા અને એલીઝાબેથટાઉનની વિધવા પ્રૌઢા સારા બુશ જૉનસન પોતાનાં ત્રણ સંતાનો સાથે ટૉમસનાં બે સંતાનોની પણ માતા બની રહી, અને નવું જીવન શરૂ થયું. પોતે આણેલા ગચરચીલાથી ટૉમસનું ઘર એણે ભર્યું ભર્યું કરી મૂક્યું એટલું જ નહિ, પણ ટૉમસના ચંચળ સ્વભાવમાં પણ કંઈક સ્થિરતા આણી.

પોતાનાં અને નાન્સીનાં સંતાનો વચ્ચે મુદ્દલ ભેદભાવ ન રાખીને સાવકી મા હોવા છતાં સારાએ નાન્સીનાં સંતાનોને પોતાનાં કરી લીધાં. એ પોતે શિક્ષિત ન હોવા છતાં શિક્ષણના મૂલ્યથી વાકેફ હતી, એટલે ટૉમસને આગ્રહ કરીને એણે તમામ બાળકોને નિશાળે મોકલવા શરૂ કર્યાં.

એબ્રિમના વિદ્યાનુરાગને મળેલા આ પોષણે મા દીકરા વચ્ચે જે પ્રેમ ઊપજાવ્યો તે અવિચ્છિન્ન રહ્યો. એનાં સ્મરણો આંકતાં અબ્રાહમે તેને 'ઉમદા ઓરત' ગણાવેલી છે, જ્યારે સારાએ લિંકન માટે 'કોઈ પણ સ્ત્રી વાંછી રહે એવો ઉત્તમ પુત્ર' એવા શબ્દો ઉચ્ચારેલા છે.

એબ્રિમ બધું મળીને માંડ બારેક મહિના નિશાળે જઈ શક્યો હશે. ઘરમાં કાગળકલમ કે પાટીપેન તો હોય ક્યાંથી? ઝાડની છાલ પર કોલસાથી તે લખતાં શીખ્યો. જૂના પાવડા પરનો કચરો સાફ કરીને તેના પર તે દાખલા ગણતો. એમ કરતાં એકવાર થોડા કાગળિયા એને હાથ લાગ્યા એટલે ઉમંગભેર જાંબુ જેવાં કોઈ ફળના રસની એણે શાહી બનાવી કાઢી, પીછાની કલમ વડે એણે પહેલો જ નિબંધ લખ્યો, અને તે, પ્રાણીઓ પ્રત્યે ચલાવાતી ઘાતકી વર્તણૂકના વિરોધનો.

આખો દિવસ ખેતરનું વૈતરું કર્યા પછી એબ્રહમને વાચનનો સમય બહુ ન રહેતો, એટલે જે કંઈ આરામનો સમય એને મળે તે દરમિયાનના એના વાચનમાં કોઈ જાતની ખલેલ ન પડે તે માટે એની સાવકી મા ખાસ કાળજી રાખતી. એબ્રહમની જ્ઞાનપિપાસા ધીમે ધીમે એટલી તો ઉત્કટ બની ગએલી કે એના ઘરની આસપાસના માઈલો સુધીમાં એવું એક પુસ્તક એણે રહેવા નહોતું દીધું જે એણે વાંચ્યું ન હોય.

એક દિવસ એને ખબર પડી કે માઈલો દૂર આવેલી એક વસાહતમાં ક્રોફર્ડ નામના કોઈ આદમી પાસે જ્યૉર્જ વૉશિંગ્ટનનું ચરિત્ર છે, એટલે તરત ચાલતો તે ત્યાં ઉપડ્યો પુસ્તકની ખૂબ દરકાર રાખવાનું કહીને મિ ક્રોફર્ડે એબ્રહમને તે આપ્યું અને રસ્તામાં વાચતો વાચતો જ એબ્રહમ તે પુસ્તક ઘેર લાવ્યો. રાતે તાપણાના પ્રકાશમાં પણ મોડી રાત સુધી તેણે વાંચ્યા કર્યું અને પછી સવારમાં વહેલા ઊઠી પાછું વાચવા લઈ શકાય એ ઈરાદાએ છાપરાની ફાટમાં તેને ભરાવીને સૂઈ ગયો

એના સૂઈ જવા બાદ વરસાદ આવ્યો. લિંકનને જાગતાં એની ખબર પડી અને ખબર પડતાં વેંત પહેલી સપાટી એણે એ માગીને આણેલા પુસ્તકની લીધી પરંતુ પુસ્તક તો આખું પલળી ગયું હતું.

તરત તરત એ પુસ્તકના મૂળ માલિક પાસે ઊપડ્યો અને બધી વિગતથી તેને વાકેફ કરી પોતાની ગફલત બદલ શોક પ્રદર્શિત કરતો તે બોલ્યો, 'મારી પાસે નુકસાની ચૂકવવાના પૈસા તો નથી પણ તમે જેવું અને જેટલું કામ કહેશો એ કરી આપી હું તેનો બદલો વાળી આપવા તૈયાર છું ' મૂળ માલિકે એના પાસે ત્રણ દિવસનું કામ માગ્યું લિંકને જવાબ આપ્યો, 'ત્રણને બદલે તમે કહેશો તો એથી વધુ દિવસનું કામ આપું, જો એ પલળેલું પુસ્તક મારી પાસે રહેવા દો તો '

'ના, ત્રણ દિવસ બસ થશે. પુસ્તક છો તારી કને રહે.' પુસ્તકના માલિકે ઉત્તર આપ્યો.

અને આમ પુસ્તકના માલિકને ત્યાં ત્રણ દિવસની મજૂરી કરીને લિંકને એ પોતાનું કર્યું.

ચિંતનાતુર ઊંડી આંખો, વિશાળ ભવાં અને ઘાટદાર જુલ્ફાંવાળો અબ્રાહમ લિંકન ઓગણીસની વયે તો છ ફૂટ ને બે ઇંચ ઊંચો તથા દોઢસો રતલનું વજન ધરાવતો પડછંદ જુવાન બની ગયો હતો. એનું શરીર એટલું ખડતલ હતું કે દોડવામાં, વજન ઉંચકવામાં કે ઝાડો પાડવામાં એ હમેશાં અવ્વલ રહેતો અને તમામ સરહદી સ્પર્ધાઓ – ખાસ કરીને કુસ્તીમાં તો એ બીનહરીફ જ લેખાતો.

એકલી શરીરશક્તિએ નહિ, મનઃશક્તિએ પણ એના સમવય-સ્કોમાં એ અજોડ હતો. વિદ્વત્તા અને વિવાદમાં એ કોઇને હટી માર્ગ આપે એમ નહોતું. દરિયાનાં મોજાંને સંબોધીને વક્તૃત્વ કેળવેલા ડેમોસ્થીનિસની માફક જંગલનાં ઝાડોને ઉદ્દેશીને એણે વક્તૃત્વકળા પણ કેળવી હતી. અને એ સૌથી યે શ્રેષ્ઠ રીતે તો એણે પ્રામાણિકતા કેળવી હોઈ, આસપાસ સર્વત્ર તે 'ઓનેસ્ટ એઇબ' તરીકે જ ઓળખાતો.

એની સર્વપ્રિયતા ત્રણ કારણોને આભારી હતી: એક તો એનું વ્યક્તિત્વ, બીજું એની ગૌરવપૂર્ણ અદ્દાભરી દેહયષ્ટિ, અને ત્રીજું એનું કથનનૈપુણ્ય. વાર્તાઓ કહેવાનો નાનપણથી જ એને શોખ હતો, જે છેવટ સુધી જેવો ને તેવો રહેલો. પરંતુ એની વાર્તાઓ કેવળ કલ્પનાની રમત નહોતી રહેતી. એ એના જીવનાનુભવનો આસવ હતો, અને એ આસવ સાથે એ હમેશાં કોઈ ને કોઈ મજબૂત દલીલ અથવા છૂપો ઠપકો સામાને ગળે ઉતારી દેતો.

ઈ. ૧૮૨૮માં પોતાના મર્યાદિત વર્તુલની બહારની દુનિયા જોવાની પહેલી પ્રથમ સંધિ એને પ્રાપ્ત થઈ. હાથે બનાવેલી તરમાં એકદા નદીના પ્રવાહમાં ઝંપલાવતાં એનાં નૌકાકૌશલ્ય અને હિંમત જોઈ, ત્યાંના એક વેપારી મિ. જેન્ટ્રીએ તેને પોતાના પુત્ર એલન સાથે નદી માર્ગે ખરાજાન માટે ન્યૂ ઑર્લીઅન્સ મોકલ્યો.

બંને જણા અવનવાં સાહસો અનુભવતા આગળ વધ્યે જઈ, સફર દરમિયાન એક કિનારે હોડી નાંગરાવીને સૂતા. થોડી જ વારે સાતેક જેટલા ગુલામોએ એમના પર હલ્લાનો યત્ન કર્યો, પરંતુ લિંકને એવો તો હાથ બતાવ્યો કે સાતે સાત ત્યાંથી નાસી છૂટ્યા. એમને એ વખતે ભાગ્યે જ ખ્યાલ આવ્યો હશે કે પોતાને પરચો બતાવનાર એ મજબૂત બાવડાં જ ભવિષ્યમાં એમની ગુલામગીરીની શૃંખલા પર છેદ મૂકશે.

ન્યૂ ઑર્લીઅન્સમાં પહેલવહેલી લિંકને ગુલામોની બજાર જોઈ, પણ અજાણતી. પરંતુ બીજી વારની સફરમાં એને એક મહિનો રોકાવાનું થયું એ દરમિયાન તો ગુલામો પ્રત્યે આચરાતી હેવાનિયત એણે નગ્નસ્વરૂપે જોઈ, અને એ હેવાનિયતે એક આખા ખંડના ઇતિહાસને પલટો આપી દેનાર ભાવનાનાં બી તેના મનમાં રોપ્યાં. એ ભાળીને પોતાના જોડીદારોને એણે કહેલું, 'દોસ્તો, ચાલો, ખુદાની ખાતર અહીંથી આપણે ચાલ્યા જઈએ. કદાપિ મને આ દુર્વ્યવહાર પર ફટકો મારવાની તક મળશે તો હું સખ્તમાં સખ્ત ફટકો મારીશ.'

બીજી વારની આ ત્રણ મહિનાની લાંબી સફર પછી બાપની છાપરી અઢારમે છોડી, અને ઓફૂટ નામના વેપારીએ ન્યૂ સાલેમ મુકામે ખોલેલા ભંડારની વ્યવસ્થા એણે સંભાળી. આ નોકરીએ વાચન માટે એને પૂરતી ફુરસદ આપી, અને કોઈ રડ્યોખડ્યો ઘરાક આવે તે સિવાય બધો સમય એને નિરાંતે વાંચવાનું જ રહેતું.

એના વાંચને એ પ્રદેશમાં એની 'વિદ્વાન' તરીકે ખ્યાતિ ફેલાવી દીધી, જેને પરિણામે સ્વાભાવિકતઃ જ એ સ્થાનિક રાજકીય ચર્ચાઓમાં ભાગ લેતો થયો. ત્યાં જેમ્સ રટલેજ નામના ગૃહસ્થ સાથે એનો પરિચય થયો, અને એ પરિચયને અંગે એની સૌન્દર્યવતી પુત્રી આના સાથે પણ એને મૈત્રિ બંધાઈ.

ન્યૂ સાલેમના આ નવા આગંતુકની ખૂબ પ્રશંસા થતી સાંભળીને ત્યાંના 'Clary's grove' નામે ઓળખાતા ખેતરજૂથના કેટલાક જુવાનિયાને લિંકનનું પાણી માપવાનું મન થયું અને બધાએ તેના સ્ટોર પર પહોંચી જઈ, તેને બહાર નીકળવા કહ્યું. લિંકન બહાર આવ્યો એટલે એમનામાંના સૌથી કસાએલા જુવાન જૅક આર્મસ્ટ્રૉંગને પોતાનું પાણી બતાવવા એમણે પડકાર કર્યો.

લિંકન તો તૈયાર જ હતો. બંને જણ બાથંબાથાં આવી ગયા. પરંતુ હારવાની અણી પર આવેલા આર્મસ્ટ્રૉંગે ગેરશિસ્ત વાપરી એટલે લિંકનનો મિજાજ ગયો, અને એની પકડ છોડાવી, ગળચી પકડી, પોતાનાં મજબૂત કાંડાં પર એને અદ્ધર ઉપાડયો અને પછી ઉલાળીને જમીન પર ફેંકયો. આને લઈને બધા જુવાનિયા લિંકન પર તૂટી પડવાની અણી પર હતા ત્યા તો ધૂળ ખંખેરતો આર્મસ્ટ્રૉંગ ઊભો થયો અને એમને વારતો બોલ્યો, 'Let be, boys. Abe Lincoln's the best man I've met in this settlement.'

બધાએ લિંકનથી હાથ મિલાવ્યા, અને ત્યારથી આર્મસ્ટ્રૉંગ લિંકનનો મિત્ર બની રહ્યો.

એ અરસામાં 'કાળા બાજ' (Black Hawk) નામે એક ઇંડીઅન સરદારે બંડ ઉઠાવતાં એની સામે લડાઈ જાહેર થઈ. એ લડાઇમાં સ્વેચ્છયા પોતાની સેવા આપનાર લિંકન સૌથી પહેલો હતો. 'ક્લેરીઝ ગ્રોવ'ના પોતાના ગોઠીઆઓને લઈ તે ઊપડયો અને જનરલ

ઍટકિન્સે એને સ્વયંસેવક દળનો કપ્તાન નીમી દીધો. પરંતુ એના લડાઈના મેદાન પર પહોંચવા પહેલાં તો બંડ શમી ગયું અને ૧૮૩૨ ના જુલાઈમાં તે ન્યૂ સાલેમ પાછો ફર્યો.

પાછા ફરીને ઈલીનૉયની ધારાસભામાં એણે ઉમેદવારી નોંધાવી, પણ પરિણામમાં નિષ્ફળતા મળી. બીજી બાજુ એના જૂના શેઠ ઑફુટે દેવાળું કાઢેલું. એટલે નવરા પડેલા લિંકને બેરી નામના કોઈ ભાગીદાર સાથે એક નવો ભંડાર ખોલ્યો. પરંતુ ભંડારમાંની વ્હીસ્કી વેચવાને બદલે બેરી પોતે જ પી જવા લાગ્યો; જ્યારે લિંકનને વાંચવા આડે કશી ફુરસદ નહોતી રહેતી. પરિણામે લિંકનનો એ અખતરો નિષ્ફળ પુરવાર થયો. બેરી તો વ્હીસ્કી પીવામાં જ ખતમ થઈ ગયો, પણ પાછળ દેવું એટલું મૂકતો ગયો કે લિંકનને તે ચૂકવતાં સત્તર વરસ લાગ્યાં!

આમ વિટંબણાઓથી ઘેરાએલા લિંકને છેવટે ટૂંકા પગારની પોસ્ટ માસ્તરની નોકરી સ્વીકારી અને તેની સાથોસાથ જિલ્લાના મદદનીશ મોજણીદાર તરીકે કામ કરવા માંડયું. ટપાલમાં જે થોડા ઘણા કાગળપત્રો આવતા તે પોતાની હૅટમાં જ લઈને એ નીકળી પડતો અને બધાને વહેંચી આપતો. એ સાથે કંઈ છાપાં ટપાલમાં આવ્યાં હોય તે પણ વાંચી નાખતો. એ પરથી ગામલોકો રમૂજમાં કહેતા, 'ન્યૂ સાલેમની પોસ્ટ ઑફિસ તો અબ્રાહમ લિંકનની હૅટમાં જ છે.'

આમ ધીમે ધીમે વાદળ વિખરાતાં જતાં હતાં ત્યાં તો ખુદ પોસ્ટ ઑફિસ જ બંધ પડી! કશો રંજ ન અનુભવતાં લિંકને એ પ્રાપ્ત પરિસ્થિતિ પ્રફુલ્લચિત્તે અપનાવી લીધી. બંધ પડેલી પોસ્ટ ઑફિસના બધા હિસાબકિતાબ એણે તૈયાર કરી રાખ્યા, પરંતુ કોઈ એની ચોખવટ કરવા જ ન આવ્યું.

આ અરસામા ફરીવાર તેણે ધારાસભાની ઉમેદવારી કરી, અને આ વખતે તે ચુટાયો એનુ મન હવે કાયદા તરફ વળ્યુ અને કામ ઉપરાતના કલાકો તે સસ્થાનના પુસ્તકાલયમા ગાળવા લાગ્યો એ વખતે વકીલાતમા પ્રવેશ બહુ સહેલો હોવાને લઇને લિંકનને તરત તેની સનદ મળી ગઈ

અને આ અરસામા જ એની પ્રણયપાત્રી આન રટલેજ પણ અવસાન પામી અતઘડીએ લિંકનને એણે પોતાની પાસે બોલાવેલો અને જિદગીની છેલ્લી પળો એની સાથે એકતમા ગાળેલી લિંકનના જીવનના આ સર્વ પ્રથમ અને સર્વોત્કૃષ્ટ પ્રેમના પર્યવસાને તેના મુખમડળ પર જીવનભર કરુણાનો ઓળો પાથરી દીધો એટલે સુધી કે એનુ પ્રણયભાજન બનવા તૈયાર થએલી મેરી ઓવેન્સ સામે એણે મુદ્દલ પ્રેમચેષ્ટા પ્રદર્શિત ન કરી અને મેરી પોતાનો પ્રેમ અરપાને મૂકાયાની ભૂલ સુધારવા કોઈ બીજા સાથે પરણી ગઈ

લિંકનને વકીલાતની સનદ મળી ગયા પછી તરતમા જ ઈલીનૉયની રાજધાની સ્પ્રિંગફીલ્ડ મુકામે બદલાવવામા આવી અને લિંકને પણ પોતાનો મુકામ બદલાવવાનો નિર્ણય કરી, બધો અસબાબ ઘોડા પર નાખી ત્યા પ્રયાણ કર્યું

પોતે સીધો સાદો અબ્રાહમ લિંકન હોવાની તથા પોતાનુ રાજકારણ એકાદ પુરન્ધ્રીના નૃત્ય સમુ સ્વરૂપ અને સુમધુર હોવાની જાહેરાત કરતો લિંકન જ્યારે સ્પ્રિંગફીલ્ડ પહોચ્યો ત્યારે તેની પાસે બિછાનુ મેળવવા પૂરતા પણ પૈસા ન હતા જોશુઆ સ્પીડ નામના એક માયાળુ સજ્જનની મહેરબાનીથી એનુ ગાડુ ચાલ્યું અને લિંકને પોતાના એક મિત્ર જોન ટી સ્ટુઅર્ટની ભાગીદારીમાં વકીલાત શરૂ કરી

દરમિયાનમા ન્યૂ સાલેમની પેની જૂની પોસ્ટ ઑફિસનુ લફરૂ આવી નડયુ મિત્રો વિમાસણમા પડ્યા અને લિંકનને એ ઉપાધિમાથી

બનવાની લિંકનની દાનત ન હતી. એને લીધે, અલબત્ત, એની આવક મર્યાદિત રહેતી; પરંતુ એણે પોતાની આવશ્યકતાઓ પણ મર્યાદિત રાખી હોઈ, એટલી આવક એની આવશ્યકતાઓ સંતોષવા બસ થઈ રહેતી.

એ સમય દરમિયાન એને સ્ટેફન એ ડગ્લાસનો ભેટો થયો, જે પ્રથમ એના પ્રણયમાં અને પછી રાજકારણમાં એનો હરીફ બની રહ્યો. બંને જણ ત્યાં આવી વસેલી કેન્ટુકીની એક કુમારિકા મેરી ટૉડના હાથના ઉમેદવાર હતા. અભિમાની અને આખાબોલી મેરીએ પોતાની પસંદગી ડગ્લાસ ઉપર ઉતારી. લાંબે ગાળે પ્રણયની ભૂખ સંતોષવા નીકળેલો લિંકન એ પછી તરતમાં જ માંદો પડ્યો. માંદગીમાં એને ભાન સાંભરી આવતી, અને અવારનવાર આપઘાતના વિચારો ઘોળાયા કરતા. પરંતુ સદ્ભાગ્યે એના સાજા થયા પછી થોડા જ વખતમાં મેરીએ પોતાની પસંદગીનું પાત્ર ફેરવ્યું અને ઈ. ૧૮૪૨ના, નવેમ્બરની ચોથી તારીખે એણે લિંકન સાથે લગ્ન કરી નાખ્યાં.

આટલાંટિકના કિનારે થોડાં સંસ્થાનોથી શરૂ થએલો અમેરિકાનો સંયુક્ત સંઘ (યુનાઈટેડ સ્ટેટ્સ) મિસિસિપીની બાજુનો પ્રદેશ સર કરી, ધીમે ધીમે ઠેઠ પાસિફિક સુધી પહોંચી ગયો હતો. બ્રિટને લાચારીએ એનું સ્વાતંત્ર્ય માન્ય રાખ્યું ત્યારે તેમાં ફક્ત તેર જ સંસ્થાનો હતાં — આટલાંટિક મહાસાગરથી તે આલીઘેની પર્વત સુધી. યુરોપના વિજેતા નેપોલિયને યુરોપમાં પોતાની રાજ્યશાહી સામેની શુંબેશ બળવત્તર બનાવવા લૂઈઝિયાનાનો ફ્રેન્ચ પ્રદેશ ઈ. ૧૮૦૩માં સંયુક્ત સંઘના પ્રમુખ જેફરસનને વેચ્યો ત્યારે તેમાં બીજાં બાર નવાં સંસ્થાનો ઉમેરાયાં. એ પછી સોળ વર્ષે સ્પેન પાસેથી ફ્લોરિડા

ખરીદ લેવાયું, ને ૧૮૪૫માં મેક્સિકન આધિપત્ય તળેનો ટેક્સાસ પ્રાંત પણ સંયુક્ત સંઘમાં દાખલ થયો. મેક્સિકોએ એ સામે વાંધો લેતાં જાગેલા યુદ્ધને પરિણામે ફ્રાન્સ, ઇટલી ને સ્પેનના સંયુક્ત ક્ષેત્રફળથી યે મોટો પ્રદેશ સયુક્ત સંઘમાં ઉમેરાયો. એ પ્રદેશ તે આજનાં કેલિફોર્નિયા, કોલોરેડો, નેવાડા અને વ્યોમિંગનાં સંસ્થાનો. એને વળતે જ વરસે બ્રિટન સાથેની તકરારમાં કેનેડિયન સરહદ પરનાં ઇડાહો, ઓરેગોન અને વૉશિંગ્ટન પણ સંઘને પ્રાપ્ત થયાં, અને આ રીતે ૧૮૬૦ સુધીમાં તો અમેરિકાનું સંઘસત્તાક પૂર્વપશ્ચિમ બંને મહાસાગરોથી માંડીને ઉત્તરમાં કૅનૅડા અને દક્ષિણમાં ઠેઠ મેક્સિકો સુધી ફેલાઇ ગયું હતું.

પરંતુ સંઘમાં શામિલ થએલાં દક્ષિણનાં રાજ્યો સંઘના હાર્દને વફાદાર નહોતાં. સંઘનું બંધારણ જાહેર કરતું હતું કે, 'બધાં મનુષ્યો સમાન જન્મેલાં છે અને પ્રત્યેક વ્યક્તિને જીવન, સ્વાતંત્ર્ય અને સુખેષણાનો સમાન હક રહે છે.' પરંતુ કપાસના વિસ્તારો પર ગુલામોના શ્રમ વડે શ્રીમંત બનેલાં દક્ષિણનાં સંસ્થાનોએ એ જાહેરાતની અવગણના ચાલુ રાખી હતી. એમને મન તો ગુલામો એ ઇન્સાનો જ નહોતા.

લિંકને તો ગુલામો પર ગુજરતો સિતમ નજરોનજર જોયો હતો, પરંતુ એ ન જોનારને પણ ઇ. ૧૮૫૨માં મિસીસ હેરિયટ બીચર સ્ટોએ એ અમાનુષિતાનો તાદૃશ ચિતાર રજૂ કરતું પુસ્તક 'અંકલ ટૉમ્સ કૅબિન' બહાર પાડીને હચમચાવી મૂક્યા હતા. માનવતાના નામનો આ પડકાર અનેકોનાં દિલે વસી ગયો હતો. પરંતુ હજુ તેનું કશું સુપરિણામ આવ્યું નહોતું.

અમેરિકાનાં સાનુકંપ જિગરો તો આ અમાનુષિતા પર એપીપે પહેલાંના કકળી ઊઠેલા. માટે જ ઇ. ૧૮૩૧માં વિલિયમ લૉઇડ

ગૅરીસને બોસ્ટનથી 'The Liberator' પત્ર શરૂ કરેલુ અને ત્યાની શેરીએ શેરીએ તે હડધૂત થએલો. ઈ. ૧૮૫૯માં તમામ ગુલામોને આઝાદી અપાવવાના આરઝુભર્યા દિલે જોન બ્રાઉને હાર્પર્સ ફેરી પર આક્રમણ કરતા હબસી ગુલામોમા એથી બળવો જાગવાના ભયે તેને ફાસીએ લટકાવી દેવામા આવેલો

નિકને એ પણ બધુ નજરોનજર જોયુ હતુ એ જટિલ પ્રશ્નનો નિવેડો નજીક ન હોવાની પણ એને ખાતરી થઈ હતી, એટલે એકાતનો એ અનુરાગી અનેકવાર આસમાનની તારાજડિત છત સામે તાકતો રહી, દિલનુ દર્દ દિલમા જ પાછુ પૂરી દેતો શેક્સપીઅરના એ આશકની ખામોશ જબાન ક્યારેક પોતાને પ્રિય એવી નીચેની પંક્તિઓ બબડી લેતી, કેમ જાણે પોતાના જીવનના ઉત્તરખંડના મહાસર્ગનો કરુણાત સમારોપ એણે ઓળખી લીધો ન હોય!—

"For God's sake let us sit upon the ground
And tell sad stories of the death of kings"

ગુલામી પ્રથાનો ચેપ તો રફતે રફતે બીજા સસ્થાનોમા પણ ફેલાવા માડ્યો હતો એ પ્રથા ધરાવતુ દખ્ખણનુ મિસૂરી સસ્થાન ઈ ૧૮૨૦મા સયુક્ત સઘમા શામેલ થયુ ત્યારે તેના સાથે ચોકખી સમજૂતી થએલી કે ગુલામીની પ્રથા એની પોતાની સીમામા જ મર્યાદિત રહેવી જોઈએ અને એ પ્રથા ૩૬° ૩૦' અક્ષાશની ઉત્તરે ન પ્રસરવી જોઈએ પરતુ એ સમજૂતી ઈ ૧૮૫૪મા કેન્સાસ અને નેબ્રાસ્કાએ સઘમા પ્રવેશ માગ્યો ત્યા સુધી જ ચાલી સમજૂતીદ્વારા નિર્ણીત થએલી વિભાજક રેખાની ઉત્તરે એ સસ્થાનો આવેલા હતા, છતા સ્ટેફન આર્નોલ્ડ ડગ્લાસે ત્યાની સેનેટમા એ મતલબનું બિલ આણ્યુ કે તેમને સસ્થાનો તરીકે સઘમા પ્રવેશ આપવો, જ્યારે ગુલામીનો પ્રશ્ન એમના જ નિર્ણય પર છોડી દેવો

મિસુરીની સમજૂતીની આ અવહેલના પર ઉત્તરનાં સંસ્થાનો ધૂંધવાઈ ઊઠ્યાં. ડગ્લાસે સ્પ્રિંગફીલ્ડમાં આવીને પણ જ્યારે પોતાની એ હિમાયત ચાલુ રાખી ત્યારે લિંકનથી વધુ વાર ખામોશી ન જાળવી શકાઈ અને એણે જબાન ખોલી. ખોલી તે સાથે એમાંથી એવી વૈખરી ખરવા માંડી કે સાંભળનારા મંત્રમુગ્ધ બની તે સાંભળ્યા જ કરતા.

ઉત્તર અને દક્ષિણ વચ્ચેના આ મનોદ્વેષને ઈ. ૧૮૫૭માં ઊભા થએલા 'ડ્રેડસ્કૉટ' મુકદ્દમાએ વધુ પોષણ આપ્યું. એ નામના એક ગુલામને તેનો માલિક નિર્ણીત વિભાજક રેખાની ઉત્તરે લાવતાં ત્યાંના ધારા અનુસાર એણે પોતાને સ્વતંત્ર કરવાની માગણી કરી એ માગણીનો ત્યાંની સુપ્રીમ કોર્ટે બળતામાં ઘી જેવો ચુકાદો આપ્યો કે, ગુલામ એ મનુષ્ય નહિ પણ તેના માલિકની મિલકત હોઈ, યુનાઈટેડ સ્ટેટ્સના કોઈ પણ ભાગમાં ગુલામીના પ્રતિકારના પ્રયત્નો ગેરકાયદેસર હતા !

પરિણામે ગુલામીની પ્રથાને કોઈ પણ રીતે આગળ વધવા દેવા ન ઇચ્છનારા તમામ લિંકનને પક્ષે આવ્યા. ડગ્લાસ ડેમોક્રેટ પક્ષનો નેતા હતો. એના સામે લિંકનના નેતૃત્વ તળે રીપબ્લિકન પક્ષ ઊભો થયો. લિંકને પોતાની મુરાદ પહેલેથી જ જાહેર કરી કે, 'અંદરોઅંદર વિભાજિત બનેલી સંસ્થા લાંબો કાળ ન નભી શકે. અરધી આઝાદ અને અરધી ગુલામ સરકાર કદી ન ટકી શકે. હું નથી ઇચ્છતો કે સંઘ બરખાસ્ત થાય, હું નથી ઇચ્છતો કે હાઉસ ભાંગી પડે, પણ સાથોસાથ એ પણ નથી ઇચ્છતો કે તે આમ વિભાજિત રહે'

ઈ. ૧૮૬૦ના ફેબ્રુઆરીમાં ન્યૂયૉર્કના કેટલાક રીપબ્લિકનોએ પોતાના પક્ષનું દૃષ્ટિબિંદુ ત્યાંની પ્રજાને સમજાવી તેમને પોતાના પક્ષ પ્રત્યે આકર્ષવા લિંકનને આમંત્ર્યો. અચકાતે દિલે લિંકન ત્યાં ગયો અને ન્યૂ યૉર્કના કૂપર યુનિયનના વિશાળ ખંડમાં વ્યાખ્યાન આપ્યું.

એ વ્યાખ્યાનમાં હાજર રહેલા એક જણે એ સમયનું લિંકનનું આ ચિત્ર દોર્યું છે:

'લિંકન બોલવા ઊભો થયો ત્યારે હું અનીવ નિરાશ થઈ ગયો. એ ઊંચો, ઊંચો – ઓહ, કેવો ઊંચો ! – હતો અને એવો કદ્રૂપ અને અળખામણો હતો કે મને એકાદ પળ માટે તો આવા મામૂલી આદમી પ્રત્યે દયાભાવ ઊપજી આવ્યો. એનો પોશાક કાળો અને એને બંધ ન બેસતો પુષ્કળ કરચોળીઓ પડેલો હતો – જાણે મોટા ધડ પર એ પરાણે લાદી દીધો ન હોય ! પાછળ ઓળેલા એના કાળા કર્કશ વાળવાળું ભરાવદાર માથું એની લાંબીપાતળી ગરદન પર તોળાએલું હતું; અને અભિનય પૂર્વક એણે હાથ લંબાવતાં મેં જોયું કે તે ખૂબ લાંબા હતા. બહુ ધીમા અવાજે, જાણે બહિર્દ્વારે જ બોલવા ટેવાએલો હોય અને મોટા ઘાંટા પાડતાં ડરતો તેમ એણે બોલવાનું શરૂ કર્યું... હું સ્વગત જ બોલી ઊઠ્યો, 'ચાચા, અહીં નહિ ફાવો. પશ્ચિમના આરણ્યક પ્રદેશમાં એ ચાલે, ન્યૂ યૉર્કમાં તો નહિ જ.' પણ ત્યાં તો એણે પોતાના કથિતવ્ય પર પકડ જમાવવા માંડી. એ ટટ્ટાર થયો, એનો અભિનય ગૌરવપૂર્ણ અને યથોચિત બન્યો, અને અંતરાગ્નિ વડે જ જાણે ન હોય તેમ એનો ચહેરો દીપ્તિમાન બની ગયો – એ આખો આદમી જ બદલાઈ ગયો...તત્કાળ પૂરતો તો હું ય મારી જાતને ભૂલી જઈ, દીવાના માફક કોઈ જંગલી ઇંડીઅન જેમ હર્ષધ્વનિ કરતો, આ અજબ પુરુષ પર આફરીન વરસાવતો ખડે પગે થઈ ગયો. એના વક્તવ્યના પ્રવાહમાં તો ગૅસના દીવાનો માત્ર સણસણાટ જ સંભળાતો, પરંતુ જ્યારે એ પરાકોટિએ પહોંચતો ત્યારે તો આનંદોદ્રેકની ભયંકર ગર્જના ગાજી રહેતી...ઉત્તેજનાથી ચમકતા ચહેરે અને ધ્રૂજતે શરીરે હું બહાર આવ્યો. ચમકતે નેત્રે એક મિત્રે હું લાકડાફોડુ એબ્બિ લિંકન વિષે શું ધારતો હતો એવો સવાલ મને કર્યો અને મેં એને કહ્યું, "સંત પાઉલ પછીનો એ સર્વોત્તમ માનવ છે!" અને એ જ મારી ધારણા કાયમ છે.'

લિંકનની એ જ ગુણવત્તા હતી, અને એને લઈને અમેરિકાનો સર્વોત્તમ અને જગતના સર્વોત્તમોમાંનો એક વક્તા તે ગણાય છે ઊંડી ઊર્મિલતા છતાં કરકસરપૂર્ણ અલ્ફાઝની એની આત્મશ્રદ્ધાભરી સુદૃઢ સાદી ભાષામાં એવી મોહિની હતી કે એને સાંભળતાં શૉર્ટહૅન્ડ રીપોર્ટરો પણ એકવાર પોતાના રીપોર્ટો લખવાનું વીસરી ગએલા'

ઈ ૧૮૬૦ના મેમાં રીપબ્લિકન પક્ષના શિકાગો મુકામે મળેલા અધિવેશને લિંકનને પોતાના તરફથી પ્રમુખપદનો ઉમેદવાર જાહેર કર્યો ત્યારે પણ લિંકને ગુલામીના વિસ્તારનો જ મુદ્દો આગળ ધરેલો એના એ નીડર વક્તવ્ય સામે કેટલાક મિત્રોએ વંધો બતાવતાં એણે કહી દીધું, 'એના વિના વિજય પામવાને બદલે એ વક્તવ્ય વડે પરાજિત થવાનું હું વધુ પસંદ કરીશ'

ડેમોક્રૅટ પક્ષે લિંકન સામે પોતાના તરફથી વર્તનમાં પટુજી અને રાજકારણમાં તકવાદી ડગ્લાસને ઊભો કર્યો ટૂંકો ને ગટી ડગ્લાસ 'નાના રાક્ષસ' ('little giant') તરીકે જ ઓળખાતો પરંતુ લિંકન એનાથી યે બળવત્તર પુરવાર થયો મતગણત્રી થતાં ડગ્લાસને ૧,૩૭૧,૯૪૦ મત મળેલા માલૂમ પડ્યા, જ્યારે લિંકનને ૧,૮૬૦૪૮

પરિણામે લિંકન સંયુક્ત સંસ્થાનોનો પ્રમુખ ચુંટાયો, જ્યારે ડગ્લાસે માત્ર સેનેટર ચુંટાઈને વિજયનો સંતોષ માણ્યો

આ ચુંટણી જંગ દરમિયાન ડેમોક્રૅટ છાપાઓએ લિંકનને ઉતારી પાડવાના પેંતરી તો ચાલુ જ રાખી હતી 'એ ત્રીજી કક્ષાનો ગામડિયો વકીલ છે,' 'એને સારું વ્યાકરણ પણ નથી આવડતું,' 'એ સજ્જન નથી,' એ ગોરીલાનો નાનભાઈ છે,' વગેરે

અને છતાં યે લિંકને પ્રમુખ ચુંટાઈને રાજકારણમાં પ્રજા નેકદિલી માટે ન્હેતુ સન્માનિત સ્થાન પુરવાર કરી આપ્યું

અબ્રાહમ લિંકન અમેરિકાનો પ્રમુખ ચુંટાયો તે સાથે જ દક્ષિણમાં તેની સામે ઉગ્ર વિરોધ ફાટી નીકળ્યો. લિંકને જો કે ચુંટાયા પહેલા પણ દક્ષિણને કશી ગેરસમજૂતીથી દોરાઈ ન જવા આજીજી કરી હતી, પરંતુ દક્ષિણે એ આજીજીની ઉપેક્ષા કરીને લિંકનના પ્રમુખપદારોહણને યુદ્ધનુ આહ્વાન ગણી લીધુ. દક્ષિણનો રોષ એટલા પરથી જ સમજાઈ આવશે કે લિંકન પ્રમુખ ચુંટાયો તેના સમાચાર ત્યાંના 'ચાર્લ્સ્ટન મર્ક્યુરી' એ નામના પત્રે 'વિદેશના ખબરો' એ શીર્ષક નીચે આપેલા !

લિંકનના પ્રમુખ ચુંટાયાને ચાર જ દિવસો થયા ત્યાં દક્ષિણે સંઘમાથી નીકળી જવાની ધમકી આપવા માંડી સયુક્ત સંઘનું બંધારણ એ જગતમા લોકશાસનનો સૌ પહેલો અખતરો હોઇ, પોતાના મગરુરને બળે જોહુકમીથી પોતાનું ધાર્યું એ બંધારણથી વિરુદ્ધ કરાવવાની દક્ષિણે પકડેલી હઠમાં લિંકનને જનતાના મૂળભૂત હકોનો ઘાત લાગ્યો, અને દક્ષિણની સંઘમાથી નીકળી જવાની ધમકી સામે એણે સંઘ એક અને અમર્ત્ય હોવાની ઘોષણા કરી

પ્રમુખપદ સ્વીકારવા ઇ. ૧૮૬૧ના ફેબ્રુઆરીની ૧૧મીએ લિંકન સ્પ્રિંગફિલ્ડને છેલ્લી સલામ કરીને નીકળ્યો એને વળાવવા આવનાર સઘળા એ સિછાના વગરનો સ્પ્રિંગફિલ્ડમાં પ્રવેશ્યો ત્યારના તેને ઓળખતા હતા, અને તેનું સંવૃત્ત સ્થાન પણ એ સ્પ્રિંગફિલ્ડને જ આભારી હતુ જીવનની પૂરી પચ્ચીસી લિંકને ત્યા વીતાવેલી તેનાં બધા સંતાનો ત્યા જન્મેલા અને ત્યા જ એક સંતાનને કાંધે લઈ એણે પાયદસ્તે પહોંચાડેલો. આજ એ બધા પુરાણા સ્નેહીઓની તે વિદાય લઈ રહ્યો હતો. ફરી ક્યારે મો મેળો થશે, થશે કે સમૂળગો થશે જ નહિ, એવી આશંકા સર્વ કોઇના દિલ કોરી રહી હતી, કારણ એનુ ખૂન થવાની ભીતિ સર્વત્ર પ્રસરી ગઈ હતી

. ગ્રનામાં ફિલાડેલ્ફિયાના 'ઇન્ડીપેન્ડન્સ હૉલમાં' – જ્યાં ઇંગ્લંડ સામેના યુદ્ધના અંતના વિજેતાઓએ એકત્ર થઈને સંયુક્ત સંઘનું બંધારણ ઘડ્યું હતું ત્યાં તેનું સ્વાગત કરવામાં આવ્યું, અને એ ઐતિહાસિક સ્થાને ફરી એકવાર એણે પોતાની ભક્તિ કાર્યદિશાની સ્પષ્ટતા કરી

'મારી એવી એકે રાજકીય ભાવના નથી, જે સંઘના સ્વાતંત્ર્યના જાહેરનામામાં વ્યક્ત થએલી ભાવનામાંથી જ ન ઉદ્ભવેલી હોય આ સ્થાને એકત્ર થઈને જે લોકોએ સ્વાતંત્ર્યનું જાહેરનામું યોજી તેને અમલમાં મૂક્યું એમણે કેવું ભારે સાહસ ખેડ્યું હતું તે પર વારંવાર મેં વિચાર કરેલો છે સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરનાર સિપાહીઓ અને સેના નાયકોએ કેવી ભારે જહેમત ઉઠાવી હતી તે વિષે પણ મેં વિચાર કરેલો છે, અને એવા કયા મહાન સિદ્ધાન્ત અથવા ઉદાત્ત ભાવનાએ આજ સુધી આ રાષ્ટ્રને સંયુક્ત અને સુયોજિત રાખ્યું એ વિષે પણ મેં વારંવાર વિચાર કરેલો છે સંસ્થાનો માતૃદેશથી છૂટાં પડ્યાં એ જ માત્ર બીનાએ નહિ, પણ સ્વાતંત્ર્યના જાહેરનામામાં ઓતપ્રોત ભાવનાએ જ આપણને આઝાદી બક્ષી છે – માત્ર આ એક જ રાષ્ટ્રની પ્રજાને નહિ પણ સદાકાળ માટે જગતસમસ્તની પ્રજાને એણે એક એવો કોલ આપ્યો છે કે યથાસમયે માનવમાત્રના ખભા પરથી પારતંત્ર્યની ધુરા દૂર થશે, સર્વજનને સમાન તક પ્રાપ્ત થશે '

આમ સંઘનું સ્વાસ્થ્ય કોઈ પણ ભોગે સંરક્ષવા કૃતનિશ્ચય બનેલો લિંકન વૉશિંગ્ટન ઊપડી નીકળ્યો પરંતુ એના ત્યાં પહોંચવા સુધી સરકારનું સુકાન નિવૃત્ત થતા પ્રમુખ બુકૅનન તથા ડેમોક્રેટોના હાથમાં રહ્યું હોઈ, તેમણે એ તકનો પૂરો લાભ લીધો યુદ્ધમંત્રીએ ઉત્તરના કિલ્લા ખાલી કરાવી અને તેટલો યુદ્ધસરંજામ દક્ષિણમાં મોકલ્યો હતો, કારણ કે પોતે દક્ષિણનો વતની હતો એવી જ રીતે નૌકામંત્રીએ સંઘના લડાયક જહાજોને દુનિયાના જુદા જુદા ભાગોમાં મોકલાવી

દીધેલા, જેથી યુદ્ધની ઘડી આવી લાગતા એ કશા ઉપયોગમા ન આવી શકે અર્થમંત્રીએ પોતાને યોગ્ય લાગે એ રીતે નાણાંનો વ્યય કરી તિજોરીનુ તળિયુ લિંકન સારૂ સાફ કરી રાખ્યુ હતુ લિંકનના આવી પહોચતા સુધી એ લોકો પોતપોતાના પદને વળગી રહ્યા હતા, અને પછી વિદ્રોહની પળ આવતા વૉશિંગ્ટનથી નાસી છૂટયા

ખૂનની સભાવના છતા લિંકન વૉશિંગ્ટન પહોચ્યો અને માર્ચની ૪થીએ પ્રમુખ તરીકેનું પોતાનુ પ્રાસ્તાવિક વ્યાખ્યાન એણે આપ્યુ એ વ્યાખ્યાન સુધીયે એના ખૂનનો ભય દૂર થયો ન હોઈ, શ્રોતાઓની હાજરી બહુ કંગાળ હતી અને એ વ્યાખ્યાનને આગલે જ દિવસે દખ્ખણના દક્ષિણ કેરોલિના મિસિસિપી, ફ્લોરિડા, અલાબામા જ્યૉર્જિયા લૂઇઝિયાના અને ટેકસાસ એ સાત સસ્થાનોએ ખુલ્લો બળવો પોકારી દઇને ગુલામીની પ્રથાને પોતાના નવા રાષ્ટ્રની આધારશિલા જાહેર કરી દીધી હતી

લિંકને જાણવા છતા એ બાબતની ઉપેક્ષા કરીને પોતાના પ્રાસ્તાવિક વ્યાખ્યાનમા દખ્ખણને નિખાલસ સમજૂતી પર આણવા પ્રયાસ કરેલો 'મારા અસતુષ્ટ દેશબધુઓ, આતરવિગ્રહનો પ્રશ્ન મારા હસ્તક નહિ પણ તમારા હસ્તક છે સરકાર કદી તમારા પર આક્રમણ કરનાર નથી આપણે દુશ્મનો નથી મિત્રો છીએ આપણે દુશ્મનો બનવુ જ ન જોઈએ આવેશે આપણા સબધો ભલે તગ બનાવ્યા હોય, પરતુ આપણા પ્રેમના બધન એથી તૂટવા ન જોઈએ '

જો આતરવિગ્રહ ઉપસ્થિત થશે તો પછી ગુલામીની પ્રથાના સદાને માટે સ્વીકાર અથવા તો તેના સદતર અસ્વીકારમા જ તેનો અત આવવાનો એ લિંકન આ વસ્તુસ્થિતિમાં સ્પષ્ટ જોઈ શક્યો હતો પરતુ ગુલામીની પ્રથાનો નાશ એ જ કેવળ લિંકનનુ ત્યારે એકમાત્ર ધ્યેય હતુ એ માન્યતા સાચી નથી એ રાજકારણમા પ્રવેશેલો તે ગુલામી નાબૂદ કરવા માટે નહિ પણ તેને વધુ ફેલાતી અટકાવવા અને

એ ન્યાય્ય પગલાનો પણ પ્રતિકાર કરીને અનેક આત્મભોગોવડે પુનિત બનેલી સંઘની એકતા પર કાપ મૂકવાની દક્ષિણે જ્યારે ધૃષ્ટતા આદરી ત્યારે કોઈ પણ ભોગે એ એકતા અખંડ રાખવાનું એનું પ્રધાન કાર્ય થઈ પડ્યું 'ન્યૂયૉર્ક ટ્રિબ્યૂન'ના પ્રખ્યાત તંત્રી હોરેસ ગ્રીલને લિંકને લખેલા પત્રમાના આ શબ્દો તેની રાજનીતિનું સંપૂર્ણ પ્રતિબિંબ પાડી રહે છે

'*I would save Union.. My paramount object* is to save the Union, and not either to save or destroy slavery

'If I could save the Union without freeing any slave, I would do it, if I could save it by freeing all slaves, I would do it, and if I could do it by freeing some and leaving others alone, I would also do that'

જો કે વ્યક્તિગત રીતે લિંકન ગુલામીનો હાડોહાડ દુશ્મન હતો, અને તક આવ્યે એણે પોતાનો વિરોધ અમલમા પણ મૂક્યો, પરંતુ અત્યારે તો દેખીતી રીતે સંયુક્ત સંઘના પ્રમુખ તરીકે એની પહેલી ફરજ સંઘને અવિભક્ત રાખવાની હતી, અને એ માટે તે ઉદ્યુક્ત થયો

પરંતુ સમજૂતી માટે લિંકને મૈત્રિભાવે લંબાવેલો હાથ દક્ષિણે તિરસ્કારપૂર્વક તરછોડ્યો, અને બળવાખોર સંસ્થાનોએ ઈ ૧૮૬૧ના માર્ચની ૯મીએ મૉંટગોમેરી મુકામે કૉંગ્રેસ ભરી પોતાને 'કૉન્ફેડરેટેડ સ્ટેટ્સ ઑવ અમેરિકા' એ નામે સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે જાહેર કરી દીધા

એ સાથે જ ઉત્તરમા પોકાર ઊઠ્યો, 'હવે ગુલામી રદ કરો,' 'દક્ષિણ સામે યુદ્ધની જાહેરાત કરો,' પરંતુ લિંકન પોકારોના એ પવનમા પોતાની જાતને તણાઈ ન જવા દેતા તટસ્થ રહ્યો કારણ,

સયુક્ત સંઘના બંધારણ અનુસાર દક્ષિણની અનુમતિ વિના ગુલામીની નાબૂદી અથવા ઉત્તરની અનુમતિ વિના તેનો વિસ્તાર એ બંને વસ્તુ ગેરકાયદેસર હતી. પ્રમુખ તરીકે લિંકનની પ્રથમ અને સર્વોપરિ ફરજ રાષ્ટ્રની એકતા અબાધિત રાખવાની હતી, ગુલામી નાબૂદ કરવાની અથવા તેને વિસ્તારવાની નહિ વળી પોતાના પ્રારતાવિક ભાષણમાં દક્ષિણને એણે કહ્યું જ હતું, કે 'સરકાર તમારા પર કદી આક્રમણ કરનાર નથી,' એટલે એવા લાગણીવશ પોકારોથી એ અળગો જ બની રહ્યો.

આને લીધે દેશના જુદા જુદા ભાગોમાથી તેના પર આક્ષેપો થવા લાગ્યા, અને એ આક્ષેપો પણ લિંકન ગળી જવા લાગ્યો સબળા હેવા મજબૂર બનવા માડ્યા હતા ત્યારે માત્ર એ એક જ હેતુ મજબૂત રહ્યું હતુ દૃઢાગ્રહપૂર્વક તે પોતાની નિશ્ચિત રાજનીતિને વળગી રહ્યો હતો સત્રજો જ્યારે પક્ષાપક્ષીનો દૃષ્ટિસંકોચ આવી ગયો હતો ત્યારે એક એણે જ રાષ્ટ્રહિતની દીર્ઘદૃષ્ટિએ કામ લેવ માડ્યુ હતુ

પરંતુ દક્ષિણના ઉન્મત્ત સરથાનોએ પોતાનો હઠાગ્રહ ન છોડયો તે ન જ છોડયો. એમનુ કહેવુ હતું, કે ઉત્તરના સરથાનોને પોતાના ઢોર અને ઘેટા દક્ષિણમા લઈ જવાનો જેટલો અધિકાર હતો એટલો જ અધિકાર એમને ઉત્તરમા પોતાના ગુલામો લઇ જવાનો હતો એ ઉન્મત્તતામા આંધળા બની ઇ ૧૮૬૧ના એપ્રિલની ૧૨મીએ એમણે ફૉર્ટ સટર પર આક્રમણ કરી દીધુ, અને એ સાથે જ આંતરવિગ્રહના અંધારા અમેરિકાના રાષ્ટ્રીય ઇતિહાસને પાને ઊતરી પડયા.

કુળાં ચાર વર્ષ સુધી અમેરિકાનો આ આતરવિગ્રહ ચાલ્યો. એ માટે કોઈ પણ એક વ્યક્તિ જવાબદાર નહોતી. તેમ કોઈ એક વ્યક્તિથી એ રોકાય તેમ પણ નહોતું સયુક્ત સઘ માટે એનો પ્રાદુર્ભાવ અનિવાર્ય જ હતો

દક્ષિણના લોકો પોતાની ઉન્મત્તાવસ્થામાં ફૉર્ટ સમ્ટર પર હલ્લો કરવાની અણી પર આવ્યા છતાં અજબ ધૃતિવાન લિંકન હજુ ધીરજ ધરી રહ્યો હતો હુમલો થાય તો કિલ્લાનું માત્ર સંરક્ષણ કરવાની જ તાકીદ ત્યાંના સેનાપતિ ઉપર મોકલાવી આપીને કિલ્લામાંના લશ્કર માટે ખોરાકપાણીની સામગ્રીનું એક વહાણ એણે ત્યાં રવાના કર્યું પરંતુ વહાણના ત્યાં પહોંચવા પહેલાં તો કિલ્લાનું પતન થઈ ચૂક્યું અને ત્યાંના સેનાપતિએ હથિયાર હેઠાં મૂકી દીધાં.

દક્ષિણના સૈન્યે ફૉર્ટ સમ્ટરના આ વિજયથી જ ન અટકતાં બેકાબૂ બનીને લિંકને રવાના કરેલા ખોરાકીના સામાન્ય વહાણને પણ લશ્કરી જહાજ ગણી લઈ તેના પર હુમલો કર્યો એટલું જ નહિ પણ તે પરના સંયુક્ત સંઘના નિશાનને પણ તોડી પાડ્યું

હવે લિંકનથી ગમ ખાઈ શકાય એમ ન રહ્યું રાષ્ટ્રીય ઝંડાના આ અપમાને આખા ઉત્તરના જિગર રોષપરિપૂર્ણ બનાવી દીધાં. દક્ષિણને જોઈતું હતું એકમાત્ર યુદ્ધ લિંકનને લાચારીએ તે આપવું પડ્યું, અને એ કાજે ૭૫,૦૦૦ માણસોની તેણે દેશ સમક્ષ ટહેલ નાખી જવાબમાં માનવતાના અધિકારસંરક્ષણને સર્વસ્વ માનતી ૫,૦૦,૦૦૦ જિંદગીઓએ સ્વેચ્છાએ પોતાની સેવા તેને ચરણે ધરી દીધી

ઉત્તર પાસે નાણાં હતાં, વિશાળ જનસમુદાય હતો, વિપુલ સાધનસામગ્રી હતી, જ્યારે દક્ષિણ પાસે સંગઠન અને ઉત્સાહ હતાં, અને એને લઈને આ યુદ્ધને એણે દીની જેહાદ, જેવું સ્વરૂપ આપી દીધું હતું દક્ષિણીઓ પહેલેથી જ મેદાની જીવનને ટેવાએલા, તથા નામી ઘોડેસવાર અને ચુનંદા નિશાનબાજ હતા વળી 'મનરો ડૉક્ટ્રાઈન' જાહેર થયાને ચાળીસ વર્ષ વીતી ગયાં છતાં યુરોપિયન સત્તાઓ સંયુક્ત સંઘમાં હસ્તક્ષેપ કરતી હતી, અને દક્ષિણને તેમનો—ખાસ કરીને ગ્રેટબ્રિટન અને ફ્રાન્સનો ટેકો હતો એ સઘળી બાબત પર મુસ્તાક એનું સૈન્ય 'On to Washington' ઘોષણા કરતું આગળ વધ્યું

પરંતુ એમનામાં સાન હોત, તો લિંકનની માગણીનો ઉત્તરે આપેલો જવાબ ભાળી એમણે કંઈક સાર ગ્રહણ કર્યો હોત અને આવા આંધળિયાં ન કર્યાં હોત તેમની વસતિ—જેમાં ત્રીજા ભાગ જેટલા તો ગુલામો જ હતા,—કરતાં અઢી ગણી વસતિ ઉત્તરના સંસ્થાનોની હતી, એ નક્કર વસ્તુસ્થિતિ પણ એ આંધળિયાં પાછળ તેઓ વીસરી ગયા અને જુલાઈના મધ્યભાગમાં જબરા દળ સાથે વૉશિંગ્ટન નજીક આવી લાગ્યા

સામી બાજુથી સંઘનું સૈન્ય વૉશિંગ્ટનનું સંરક્ષણ કરવા મેદાને પડ્યું બુનરન નજીક બંને સૈન્યનો ભેટો થયો અને ભારે યુદ્ધ થયું, જેમાં ઉત્તરનું લશ્કર બૂરી રીતે પરાજિત થઈ પાછું વૉશિંગ્ટન નાઠું અને સંયુક્ત સંઘના એ પાટનગરની ઘડીઓ ગણવા લાગી પગભૂતોની બેહાલીએ કેનાવેના ભયથી ક્યાંક ક્યાંકથી તો નમતું આપી દેવાનો ધ્વનિ પણ ઊઠવા લાગ્યો

પરંતુ અબ્રાહમ લિંકન તો એ જ હિંમત અને એ જ સબૂરી, એ જ નમ્રતા અને એ જ મનોનિર્ણય સહિત અડગનો અડગ જ રહ્યો તદ્દન સાચું હતું કે એ જ વખતે દક્ષિણના સૈન્યે વૉશિંગ્ટન પર હલ્લો કર્યો હોત તો તેનું પતન હાથવેંતમાં જ હતું પરંતુ—વૉલ્ટ વ્હિટમૅનના શબ્દો કહીએ તો,—

'પરંતુ એ ઘડી એ દિવસ એ રાત વીતી ગયાં અને એને અનુગામી ઘડી, દિવસ, રાત એવાં આવ્યાં જેનું પુનરાગમન કદિ સંભવિત નથી દૃઢતા અને શીઘ્રતાપૂર્વક સૈન્યની પુનર્વ્યવસ્થાના કાર્યનો એ પ્રારંભ કરે છે અને પોતાને ભવિષ્યના અવશ્ય ભાવી કાર્યસ્થાને આરૂઢ કરે છે ઈતિહાસ કને અબ્રાહમ લિંકનને પોતાની તખતી પર મૂકવા માટે બીજું કશું ન હોય તો સમગ્ર ભાવિના સ્મરણાર્થે એણે એ ઘડી, એ દિવસ એ રાત—સંધિવાથીયે સંતાપકારક, લગભગ ક્રૂસારોહણ સમો એ સમય જે રીતે બરદાસ્ત કર્યો એના એટના સંમાન સાથે એને એ

વગાવે તો પણ બસ છે, કે એવો એ સમો પણ એના પર વિજય ન મેળવી શક્યો, અડગપણે એણે એને રૂંધી નાખ્યો, અને પોતાના ઉદ્ધાર સાથે રાષ્ટ્રના ઉદ્ધારાર્થે પણ એ કૃતનિશ્ચય બન્યો.’

૧૮૬૧માં જ નહિ, પણ એ પછીના સમયમાં પણ લિંકનનાં એ હિંમત, સબૂરી, નમ્રતા અને મનોનિર્ણય કાયમ રહ્યાં. એ સાલના નવેમ્બરમાં કૉન્ફેડરેટ પ્રમુખ" જેફરસન ડેવિસે વર્જિનિયાના મિ મેસન તથા લૂઇઝિયાનાના જૉન સ્લિડેલને દક્ષિણનો પક્ષ રજૂ કરી કપાસના બદલામાં હથિયાર અને અન્ય સામગ્રી મેળવવાની પેરવી અર્થે લંડન અને પારીસ રવાના કર્યા. જમાઈકાથી તેઓ લિવરપૂલ જતી બ્રિટિશ મેઈલ સ્ટીમર ‘ટ્રેન્ટ’માં ચડ્યા, પરંતુ સંયુક્ત સંઘના ‘સાન યાસિન્ટો’ના કપ્તાન વિલ્કીસને એ ગંધ પહોંચી ગઈ અને કિંગસ્ટનથી બહામા માર્ગ પર રાહ જોતા રહી, ‘ટ્રેન્ટ’ આવી પહોંચતાં તેના પર ચડી જઈને એણે દક્ષિણના એ બંને દૂતોને એમના મંત્રીઓ સાથે કેદ કરી લીધા.

ઇંગ્લૅન્ડ આખું આથી ખળભળી ઊઠ્યું, અને દક્ષિણ તરફ પહેલેથી જ સહાનુભૂતિ ધરાવતા ત્યાંના વડા પ્રધાન લૉર્ડ પામર્સ્ટને પણ ઉત્તર વિરુદ્ધ દક્ષિણની મદદમાં ઊતરી પડવાનો સરસ મોકો જોયો. પરંતુ ઉત્તરના એ વર્તાવ સામે એણે ઘડેલા ખરીતામાં એવી તો ઉદ્ધત ભાષા એણે વાપરેલી કે પોતાના પત્નું ગણતાનું આપી દેવાની ધમકી આપ્યા છતાં ઇંગ્લૅન્ડની રાણી વિક્ટોરિયાએ એ ખરીતા પર સહી કરવાની સાફ ના સંભળાવી દીધી.

લિંકને આ કટોકટીમાં સહેજ પણ કડકાઈ ન બતાવતાં ફરી કદી એવી રીતે વેપારી જહાજો પર છાપો ન મારવાની કબૂલાત આપીને એ ત્રાહિત સત્તાને અમેરિકાના ગૃહયુદ્ધમાં દરમિયાનગીરી કરતી એવી કાબેલિયતથી દૂર રાખી કે આજ પણ એ પ્રસંગને એની મુત્સદ્દીગીરીનો વિજય ગણવામાં આવે છે.

એ સમયે એના યુદ્ધની નિયોજના પાછળ જતા સમયથી આકુળ રહેતી પત્નીએ તેને ઉદાસ બનાવવા માડયો હતો, એના પુત્ર વિલીનું ટાઈફૉઈડથી થએલું અવસાન એનુ અંતર ઊંડે સુધી કોરતુ ગયુ હતું, અને લડવાને બદલે રાજકરણની અને લશ્કરી વ્યૂહરચનાની ચર્ચામા જ ઊતરી પડતા સેનાપતિ મૅકલેલને એને વ્યગ્ર બનાવી દીધો હતો

સયુક્ત સઘનો પ્રમુખ ત્યાના કાયદાની રૂએ તેના તમામ લશ્કરનો વડો સેનાધિપતિ હોય છે આજે તો એ પદ માત્ર ઔપચારિક કહ્યુ છે, પરતુ લિંકનના વખતમા તો એ નકોર વાસ્તવિકતા હતી યુદ્ધના શરૂઆતના બે કે એથી વધુ વર્ષો સુધી ઉત્તરના સેનાપતિઓ દખ્ખણનું લશ્કર વૉશિંગ્ટનથી થોડાક માઈલના અતરે ઘણીવાર આવી પહોચવા છતા આક્રમક પગલુ લેવામા નિષ્ફળ નીવડયા હતા લિંકને એ માટે એમને આગ્રહ કરતા એમણે લશ્કરી વ્યૂહરચનાનુ તેને કશુ ભાન ન હોવાનું સભળાવેલું એ પરથી પડે દોરવણી કરવા લિંકને જાતે લશ્કરી વ્યૂહરચનાના પુસ્તકો વાચતા માંડેલા પરતુ પાછળથી યુલીસીસ એસ ગ્રાન્ટ તથા વિલિયમ ટી શેરમાન જેવા સમર્થ સેનાધિપતિઓએ એ બોજો ઉપાડી લઇ તેની એ બાબતની ચિંતા નાબૂદ કરી અને વિજયને ઉત્તરના પક્ષે ખેંચી આણ્યો

ઉત્તરના સૈનિકો સાચુ જોઈએ તો યુદ્ધથી પૂરેપૂરા પરિચિત ન હતા આને લઈને પોતાની ફરજમા ઘણીવાર એમનાથી ભૂલ થઈ જતી કાયદાની રૂએ એવી ભૂલની સજા દેહાતની જ થાય પરંતુ લિંકનને સઘના પ્રમુખ તરીકે માફી આપવાની સત્તા રહેલી હોય, એવા અનેક અણસમજુ જુવાન સૈનિકોને એણે પોતાને ખબર પડતા માફી આપીને બચાવ્યા હતા લશ્કરી અધિકારીઓ ઘણીવાર લશ્કરી શિસ્તનું ઉલ્લઘન કરતી લિંકનની આ વર્તણૂક પર ચીડાઈ જતા પરંતુ સૈનિકોની પેઠે સેનાધિપતિઓને પણ મીઠી રીતે પપાળી હમેશ

cannot consecrate we cannot hallow this ground The brave men, living and dead, who struggled here have consecrated it far above our poor power to add or detract The world will little note, nor long remember, what we say here It is for us, the living, rather to be dedicated here to the unfinished work which they who fought here have thus far so nobly advanced. It is rather for us to be here dedicated to the great task remaining before us – that from these honoured dead we take increased devotion to that cause for which they gave the last full measure of devotion, that we here highly resolve that these dead shall not have died in vain, that this nation under God shall have a new birth of freedom, and that government of the people, by the people, for the people shall not perish from the earth

આ મહાકાર્યને પોતાની જાતનું સમર્પણ કરી ચૂકેલા લિંકનની પ્રમુખપદની મુદત પૂરી થવા આવી, છતાં યુદ્ધ તો ચાલુ જ હતું લિંકનના માનવપ્રેમ અને સાનુકંપ નેતાગીરીની પ્રતીતિ પામેલી પ્રજા બીજા કોને એ પદ પર મૂકે? લિંકનને જ બીજી વાર એણે પ્રમુખ તરીકે ચૂંટી કાઢ્યો. આ બીજી વારના ઈ ૧૮૬૫ના ૪થી માર્ચના પ્રમુખપદ સ્વીકારના એના પ્રાસ્તાવિક વ્યાખ્યાનના આ અંતિમ શબ્દો પણ ગેટીસબર્ગની આગળ આપેલા એના શબ્દો જેમ જ અંગ્રેજી ગદ્યના સર્વોત્કૃષ્ટ નમૂના ( masterpiece ) સમા ગણાય છે

"With malice toward none, with charity for all, with firmness in the right as God gives us to see the

right, let us finish the work we are in, to bind up the nation's wounds."

આ રીતે રાષ્ટ્રશરીરને લાગેલા ઘા રૂઝાવવાનો નિર્ણય કરીને લિંકને બીજીવારનું પોતાનું પ્રમુખપદ સ્વીકાર્યું. અને એ વખત હવે બહુ દૂર નહોતો. દક્ખણનાં બધાં બંદરો ગૂંગળાઈ ગયાં હતાં અને યુરોપ સાથેનો વેપાર બંધ થઈ ગયો હતો. પરિણામે ખોરાકી અને સરંજામ એ બેઉ બાબતોમાં દક્ખણ તંગ બની ગયું હતું. જનરલ શેરમાને તેના સૌથી મહત્ત્વના ઔદ્યોગિક મથક જ્યોર્જિયાને મરણતોલ ફટકો મારીને દક્ખણને બે ભાગમાં વહેંચી નાખ્યું. અને ઈ. ૧૮૬૫ના એપ્રિલની ૭મીએ તો દક્ખણનાં સેનાપતિ લીએ ઉત્તરના સેનાપતિ જનરલ ગ્રાન્ટ પાસે હથિયાર હેઠાં મૂકી દીધાં. નવમીની રાતે દક્ખણની આ શરણાગતિનો સમાચાર વૉશિંગ્ટન પહોંચ્યા અને આખું શહેર કલ્લોલી ઊઠ્યું.

અમેરિકાના ઇતિહાસની એ કરુણતમ બીના છે કે, સંઘનું સ્વાતંત્ર્યોદ્યાન ઉજ્જડ બનાવનાર સૈયાદ સમી આંતરવિગ્રહની આપત્તિ પછીની નવરચના માટે લિંકન હયાત ન રહ્યો. પરાજિતો સામે કશી કડક શરતો મૂક્યા વિના તેણે એમને સંઘમાં સમાવી લીધા. હવે એનો ઇરાદો વિદ્વેષનાં લાંબાં વરસો ભુલાવી દેવાનો અને પોતાની જાતને ઘસીને રાષ્ટ્રશરીરને થએલા જખ્મો રૂઝાવવાનો હતો, પણ એ ઇરાદો પાર ન પડ્યો

ફૉર્ટ સંટર પર સંયુક્ત સંઘનો વાવટો પાછો ફરફરી રહ્યો અને ફરી એક વાર તોપો ગાજી રહી—ખૂનની તરસ છિપાવવા નહિ પણ ખુશાલીનો અત્યાનંદ વ્યક્ત કરવા. સંઘ પાછું એક અને અવિયુક્ત બન્યું હતું એનો આનંદોત્સવ પ્રજાએ અનેકધા મનાવવા માંડયો હતો.

ખુશ રાખતો. આ ગદ્દમદિલીએ સૈન્યમાં એને 'પિતા અબ્રાહમ'નું સ્થાન અપાવ્યું હતું, અને સૈનિકોના યુદ્ધગીતોમાં તે ગૂંથાઈ ગયો હતોઃ

"We are coming, Father Abraham,
Three hundred thousand strong."

એ ગદ્દમદિલીનો માત્ર એક જ દાખલો આપવો બસ થશે. વિલિયમ સ્કૉટ નામના એક સૈનિકને પોતાની ફરજ દરમિયાન ઊંઘી જવા માટે મોતની સજા ફરમાવવામાં આવી. લિંકનને ખબર પડતાં તે તેની પાસે ગયો અને પૂછ્યું, 'હું જો તને માફી આપું તો તેનો બદલો તું શી રીતે વાળી આપે?'

સ્કૉટ આ સાંભળીને આશ્ચર્યપૂર્વક લિંકન સામે તાકી રહ્યો. અને પછી વિચાર કરી ખેદભર્યો જવાબ આપ્યો, 'મારું કુટુંબ પોતાની કનેનું સર્વ કંઈ વેચી નાખે તો પાંચસોએક ડૉલર કદાચ ઊપજે.'

'ના, એ પૂરતું ન કહેવાય, તારી જિંદગી પાંચસો ડૉલર કરતાં વધુ કીમતી છે.' લિંકન બોલ્યો.

આ જવાબ સાંભળી, સ્કૉટનું હૈયું બેસી ગયું. પૈસાના અભાવે પોતાને જિંદગીથી હાથ ધોઈ નાંખવા પડશે એવી ખિન્નતાપૂર્ણ પ્રતીતિ તેનું મન અનુભવવા લાગ્યું પણ ત્યાં તો લિંકને આગળ ચલાવ્યુંઃ

'તારું કુટુંબ એ ઋણ ભરપાઈ ન કરી શકે, માત્ર વિલિયમ સ્કૉટ જ તે ભરપાઈ કરી શકે. જો આજથી જ પોતાની ફરજ પ્રત્યે સદાજાગ્રત રહેવાનો કોલ આપે તો એ ઋણ ભરપાઈ થઈ જાય'

સ્કૉટ આ આશાસ્પદ શબ્દો સાંભળી લિંકનને પગે ઢળી પડ્યો. લિંકનની અપેક્ષા મુજબનો કોલ તેણે આપ્યો, અને એ કોલને પૂર્ણતઃ વફાદાર રહીને રાષ્ટ્રયજ્ઞમાં પોતાની આહુતિ આપી.

સ્હોરતી જિંદગીઓની એવી અનેક આહુતિઓ અપાયા છતાં યજ્ઞજ્વાળા હજુ શાંત નહોતી પડી. યુદ્ધ જો કે સંયુક્ત સંઘની એકતા

અર્થેનું હતું, છતાં સૌ કોઈ જાણતું હતું કે એનું મૂળ તો ગુલામીના પ્રશ્નમાં નિહિત હતું. એટલે એ માનવદ્રોહી પ્રથા રદ કરી દેવાનો લોકમત ઉત્તરમાં ઉત્તરોત્તર બળવત્તર બનતો ચાલ્યો, છતાં લિંકનનું મંત્રીમંડળ હજુ એ બાબતમાં એકમત ન હતું. એટલે પ્રથમ તો ગુલામોને ક્રમશઃ મુક્તિ આપવાનો લિંકનનો ઈરાદો હતો, પરંતુ છેવટે પોતાના દિલના અવાજને અને બળવત્તર બનેલા લોકમતને માન આપી, ઈ. ૧૮૬૨ના સપ્ટેંબર મહિનાની ૨૨મીએ એણે ગુલામોની સંપૂર્ણ મુક્તિનું જાહેર નામું બહાર પાડી દીધું, જેની રૂએ આવતા વર્ષની ૧લી જાન્યુઆરી સુધીમાં તમામ ગુલામોને બીનશરતી મુક્તિ આપી દેવાની હતી. ગુલામોનું આ મુક્તિનામું (Emancipation Proclamation) અમેરિકાના આંતરવિગ્રહના સૌથી મહત્ત્વના પ્રસંગ તરીકે ઇતિહાસને પાને લખાઈ રહેશે.

લિંકનના માનવપ્રેમનું ઊંડાણ એણે યુદ્ધમાં પડેલા સૈનિકોની ગેટીસબર્ગની આરામગાહ પર આપેલી નિવાપાંજલિમાં નીતરે છે. અનુકંપા સાથે માનવ અધિકારોનું સંપૂર્ણ પ્રતિબિંબ પાડતું એ આખું વક્તવ્ય અંગ્રેજી ભાષાના ગદ્યમાં ગૌહર સમું મનાય છે.

"Fourscore and seven years ago our fathers brought forth on this continent a new nation, conceived in liberty, and dedicated to the proposition that all men are created equal. Now we are engaged in a great civil war, testing whether that nation, or any nation so conceived and so dedicated, can long endure. We are met on a great battlefield of that war. We have come to dedicate a portion of that field as a final resting-place for those who have given their lives that nation might live. It is altogether fitting and proper that we should do this.

"But, in a larger sense, we cannot dedicate, we

યુદ્ધના નાસજનક દિવસો આયમતાં શ્રીમતી લિંકને પણ એ આનંદોત્સવમાં એ જ તા. ૧૪ મી એપ્રિલની સાંજે એક થીએટર પાર્ટી યોજી હતી. 'Our American cousin'માં લૉર્ડ કીનની કામગીરી જોવા સૌએ વૉશિંગ્ટનના ફૉર્ડ થીએટરમાં જવાનું ઠર્યું હતું.

લિંકન અને એનો રસેવીવર્ગ થીએટરમાં દાખલ થયો ત્યારે નાટક શરૂ થઈ ગયુ હતું. એના જતાં ચાલતું નાટક વિક્ષુબ્ધ બની ગયું અને એ રાષ્ટ્રપિતાને વધાવતા આનંદધ્વનિથી થીએટર ગાજી ઊઠ્યુ એ વધામણા સામાર ઝીલતો લિંકન પોતાના ઑક્સમાં બેઠો નાટક ફરી શરૂ થયુ લિંકનને નાટકમાં રસ પડે છે? કોણ જાણે બે કલાક તો એમ ને એમ વીતી ગયા અને રાતના લગભગ દસ વાગવા આવ્યા. ત્યા ધીમે ધીમે કોઈ વ્યક્તિ ઑક્સના દરવાજા પાસે આવે છે, રખેવાળ સામે એક કાર્ડ ધરીને પોતાને પ્રમુખ સાથે અગત્યનું કામ હોવાનું કહે છે એને પ્રવેશ આપવામા આવેછે અંદર, બારણાની લગોલગજ પ્રમુખ બેઠો હોય છે એને પડખેજ એની પત્ની છે, જ્યારે જમણી બાજુ એક લશ્કરી મેજર પોતાની નવોઢા સાથે બેઠો છે. કોઈ સહેજ સળવળી પણ શકે તે પહેલા આગન્તુક લિંકનના કાને પિસ્તોલ ધરીને ઘોડો દબાવી દે છે. મેજરને એ પોતા પર કૂદતો જુએ છે, પણ પોતાની સાથે એ ખંજર લાવ્યો હોય છે જેનો ઉપયોગ એજ વખતે એ કરી દે છે, અને પછી, એક કૂદકા સાથે, બૉક્સ વટાવીને તે નાટકના તખતા પર આવી લાગે છે પાછળથી એક સ્ત્રીની ચીસ સંભળાય છે, 'એણે પ્રમુખની હત્યા કરી છે!'

પેલો માણસ નાટકના તખતા પર આવીને, એ પહેલાં પણ અનેક વાર એ તખતા પર એણે પોતાનુ ખંજર હલાવેલુ એમ હલાવે છે અને નાટકી રીતે બૂમ પાડે છે, 'Sic semper tyrannis!' પછી, ભયભીત નટ વર્ગને બાજુએ હડસેલી દઈ, અદૃશ્ય થઈ જાય છે.

લિંકનને એજ વખતે એ થીએટર સામે જ આવેલા એક ઘરમાં લઈ જવામાં આવે છે, પરંતુ કોઈ રીતે એ હોશમાં આવતો જ નથી; સવારના ૭–૨૫ સુધી બેહોશ રહી એ આ જગનમાંથી વિદાય લઈ લે છે. એને પડખે રહેલો યુદ્ધમંત્રી સ્ટૅન્ટન બોલે છે, 'Now he belongs to the ages.'

લિંકનનો આ ગમખ્વાર ઘાત કરનાર હતો, મૂળ દક્ષ્ખણનો જ વતની તરુણ નટ જોન વિલ્કીસ બૂથ એના નાસવા સાથે જ લોકો એની પાછળ પડ્યા, અને કહે છે કે, એક ખંધામાં (barn) એ લપાયો હતો ત્યાં તેને ગોળીએ દઈ દીધો.

યુદ્ધસમાપ્તિના પાંચ જ દિવસ બાદ બનેલા આ પ્રસંગે આખા દેશને સ્તબ્ધ બનાવી દીધો. લાખો આંખો ચોધાર આંસુએ રડી રહી. એ રુદન હતું, અમેરિકાના પ્રમુખ પર નહિ; અમેરિકાના પરિત્રાતાં પર. મિત્રોને સદા ચાહતા અને શત્રુઓને સદા ક્ષમા આપતા એ માનવભાવી નરોત્તમ તરફ ઇતિહાસ શી ફરજ બજાવશે? વૉલ્ટ વ્હિટમેને તો વિકલ્પ સ્વીકાર્યો છે, પરંતુ લિંકનના એક સહકાર્યકર અને નિકટના મિત્ર જોન સી નિકોલેએ તો કહ્યું છે,

"Architect of his own fortunes, rising with every emergency, fulfilling every duty, he not only proved himself pre-eminently the man of the hour, but the signal benefactor of posterity. As statesman, ruler, and liberator, civilization will hold his name in perpetual honour."

કાળના બંધનથી વિમુક્ત મહત્તા જ્યાં વિચરે છે એ આનન્ત્યમાં વિલીન થએલી એ વિભૂતિમત્તાની માનવોત્તર કારકીર્દિની પ્રતિશ્રી તો વૉલ્ટ વ્હિટમેનની આ કરુણપ્રશસ્તિનું અનુગાન કર્યા સિવાય બીજી કયી રીતે સંપૂર્ણ નિરૂપી શકાય એમ છે?

ભયંકર સમાપ્ત થૈ સફર, સર્વ ઝંઝા શમી,
જહાજ સરકે ખુશાલ, સ્હલદા મનીષા બની;
પણે નિકટ બંદરે રણકુઘોષ ઘંટો તણા
સુણાય, સઘળે છવાય નવલો હુલ્લાસ, ને
વળે અમ તમામની ય નજરો ભરીભાદરી
સલામત સુકાન પે ગભીર ધામણે ને કુવે
પરંતુ દિલ, થોભ! થોભ! અહ, રક્તનાં છાંટણાં
સથા પર નિહાળ! મર્દ મુજ નાખુદો પોઢતો,
ઢળેલ, સકલાંગશીત, થઈને જહાંથી રવાં.
જરાક સુણ ઘોષ, જાગ, અહ ઊઠ સારંગ ઓ!
નિશાન ફફડે તું–કાજ વળી ફૂંકતાં બ્યૂગલો,
અરે, અવનવીન રંગભર ફૂલમાળા ધરી
તને સહુ કરે પુકાર દિલ ભીંજવી ભાવથી,
ધુમંત રહી આમતેમ, શિર ફેરવી આતુરાં.
પિતા પ્રિય! શું પોઢતો તું કરી હાથનાં ઓશિકાં?
હશે અગર સ્વપ્ન થાં શું તવ શાંત આ પોઢણાં?
ન ઉત્તર મળે કશોય, થઈ જીભ ખામોશ યે,
ન વા ગૃહિત હસ્તની ય થતી કાંઇ સંવેદના,
શમી સકલ ખંત, શાંત ધબકાર નાડી તણા.
કરી સફળ સામનો વધન ખૂબ ભેંકારનો,
લઈ સફર આટપી, વિજયમત્ત સિદ્ધિવર્ષું
જહાજ અહીં હેમખેમ મગરૂર રે નાંગરે;
પરંતુ મુજ ભાગ્ય તો – શવપરિક્રમા આદરી
વિષાદપરિપૂર્ણ કંપિત ડગે – અરેરે રહે
નિરાશ વદને ફરી ફરી જ ભાળવો નાખુદો



# માનવતાના પુષ્પસમો જનહિતવાદી ટોમસ પેઇન

'સમાજ આપણી આવશ્યકતાઓમાંથી ઊભો થાય છે, રાજ્ય આપણી પતિતાવસ્થામાંથી પહેલો આપણો શુભેચ્છક છે, બીજું આપણો નિરુચ્છેદક સમાજ એ બહરહાલ એક આશીર્વાદ છે જ્યારે રાજ્ય હરકોઈ સ્થિતિમા એક અનિષ્ટ છે કપડાંની પેઠે રાજ્ય પણ આપણે ગુમાવેલી નિર્દોષતાનુ જ પ્રતીક છે'

—ટોમસ પેઈન.

બે ક્રાન્તિઓમાં આગેવાનીભર્યો ભાગ લઈ ત્રીજી ક્રાન્તિમા દેહાન્તદંડ પામતા બચી જનાર જનહિતવાદી ટોમસ પેઈનનું નામ આજની પેઢીમા અનેકોના કાનને કદાચ અપરિચિત લાગશે, પણ એક પેઢી પહેલાની દુનિયા તો મલાખ જેમ એનાથી ભડકી ઊઠતી એ ભડકનુ કારણ એ આદમીની નેકદિલી હતી 'દુનિયા

મારો દેશ છે. જનહિત મારો ધર્મ છે.' એવી ઘોષણા કરનાર એ સખુનવર બરકદારે માનવતાદ્રોહી હકોની કદમબોસી કરવાને બદલે દલિતોની વાચા બનવામાં જ પોતાનો પુરુષાર્થ ખપાવ્યો એ એનો ગુનો હતો અને એ ગુનાને લઈને ત્રણ દેશના ત્રણ સમકાલીન મહાપુરુષોનો ક્રોધ એના પર ઊતર્યો હતો. એ ત્રણ મહાપુરુષ તે ઇંગ્લંડનો પિટ, ફ્રાન્સનો રોબેસ્પિયર અને અમેરિકાનો વૉશિંગ્ટન. ત્રણમાંથી પહેલા બેએ એનું મોત માગ્યું હતું, ત્રીજો એના છૂટકારા પ્રત્યે ઉદાસીન રહ્યો હતો. પિટ અને વૉશિંગ્ટન એને ધિક્કારતા, કારણ તે પ્રજાસત્તાવાદી હતો અને પ્રજાકીય રીતે એ વાદનો તે પ્રચાર કરતો હતો, રોબેસ્પિયર એને ધિક્કારતો, કારણ સોળમા લૂઈના વધનો એ વિરોધી હતો

અમૂલ્યાનો અધિકાર તજીને હજુ આજે પણ જગતે જેની યોગ્ય પ્રતિષ્ઠા નથી કરી એવા આ ટોમસ પેઇનનો જન્મ ઈ. ૧૭૩૭માં ઇંગ્લંડમાં થેટફર્ડ મુકામે એક ગરીબ કવેકર મતવાળી કુટુંબમાં થએલો. જીવનને ગૌરવમાં અવગાહનો એક સંજોગ કુટુંબ પાસે ફાજલ ન હોઈ, તેર જ વર્ષની વયે તો એનો અભ્યાસ સમાપ્ત થઈ ચૂક્યો

કુમારવયને સહજ એવી સાહસવૃત્તિ નાનપણથી જ એનામાં હતી, એટલે સત્તરેકની વયે સાગર જીવનથી આકર્ષાઈ એક ખાનગી જહાજમાં તે ચડી ગયો, પરંતુ બાપને ખબર પડતાં તેને પાછો પકડી લાવ્યો, અને પેઇનને ફાળે જકાતખાતાના કાગળિયાં જ ચીતરવાનું આવ્યું પરંતુ એ ખાતામાં એનાથી નભી ન શકાયું. કારણ એ પોતાની ચોમેર જીવના જગત પર વિચાર કરતો થયો હતો અને એ વિચારોને અનુસરી પોતાના ખાતાના મળતો સહ સારા પગાર અને સારા ભાવિની માગણી કરવા જતાં એ ખાતામાંથી એને પાણીચું મળ્યું

પોતાને થએલા આ અન્યાય માટે પાર્લામેન્ટમાં અરજી કરવાનો તે વિચાર કરતો હતો, ત્યાં તો અમેરિકાના પ્રખ્યાત વિજ્ઞાની અને રાજદ્વારી બેન્જામિન ફ્રાન્કલીન સાથે પરિચયનો સુયોગ તેને મળી ગયો. અને એ સુયોગ પેઈનને અને સમસ્ત જગતને ફળદાયી નીવડ્યો. કુમળા ચહેરા પરની વેધક આંખોમાં દિલની તમામ તમન્ના લઈને ફરતા એ નવજવાનની પ્રતિભા ફ્રાન્કલીને પિછાણી અને તેને અમેરિકા જવાનો આગ્રહ કરી પોતા તરફથી એક ભલામણચિઠ્ઠી લખી આપી. એ ચિઠ્ઠીમાં પેઈનને માટે એણે ' ingenious, worthy young man ' શબ્દો વાપર્યા છે.

ઈંગ્લંડ જેવું તેજ સહન ન કરી શક્યું એ પેઈન ઈ. ૧૭૭૪ના ઑક્ટોબરમાં અમેરિકા આવ્યો. ત્યાંનાં પત્રોમાં નવદષ્ટિવંતા લેખો એણે લખવા માંડ્યા. એની કલમ એની વકીલ બની અને થોડા જ વખતમાં તે ' પેનસિલવાનિયા મૅગેઝીન 'નો તંત્રી નિમાયો. મજકુર સામાહિકમાં સ્ત્રીઓ પ્રત્યે વર્તતા ગેરઈન્સાફ તથા ગુલામીની પ્રથા સામે એણે તમતમતા લેખો લખવા માંડ્યા એટલું જ નહિ, પણ અમેરિકાએ એક રાષ્ટ્ર તરીકે સુખી અને આબાદ બનવું હોય તો ઈંગ્લંડની ધૂંસરી ફેંકી દેવાની પણ એણે હિમાયત કરવા માંડી.

ઈ. ૧૭૭૫ના માર્ચમાં એનું પહેલું પ્રકાશન બહાર પડ્યું — ગુલામીની પ્રથા વિરુદ્ધનું. અમેરિકામાં પોષાતી એ માનવવંચનાનો તે હડહડતો દુશ્મન હતો. અમેરિકાના ' સ્વાતંત્ર્યના ઢંઢેરા 'માં પણ એણે જેફરસન મારફત એ અંગેની કલમ ઉમેરાવેલી જે પાછળથી બાતલ કરવામાં આવેલી. પરંતુ ઈ. ૧૭૮૦ના કાયદાથી પેનસિલ-વાનિયા સંસ્થાને પોતાને ત્યાંથી ગુલામી રદ કરી એ તો પેઈનના પ્રયાસોને લઈને જ.

સર્વપ્રથમ તરીકે આપણે ભલે એનું ગૌરવ ન કરીએ, પરંતુ

અમેરિકાના સંયુક્ત સંવની સંપૂર્ણ સ્વતંત્રતા ચાહનારા અગ્રનેતાઓમાંતો તો એ એક હતો જ. રાજસત્તા, અર્થસત્તા, માનવદ્રોહી સર્વ કોઈ પ્રકારની સત્તા સામે એણે ખુલ્લંખુલ્લાં શત્રુવટ આદરી હતી. એટલે અમેરિકાને પોતાના સમાન અને સ્વાતંત્ર્ય જાળવવા માટે ઇંગ્લંડ સામે હથિયાર ઉપાડવાની પળ આવી પહોંચી કે તરત પેઈને તે વધાવી લીધી, અને 'Common Sense'ની સહીથી અમેરિકન પ્રજાને ઉદ્દેશીને એણે રાષ્ટ્રોત્તેજનાને તીવ્રતર બનાવતા ચોપાનિયા બહાર પાડવા માંડ્યા.

આ ચોપાનિયામાં ઇંગ્લંડના રાજા ત્રીજા જ્યૉર્જને એણે શાહી હેવાન (Royal Brute) તરીકે ઓળખાવેલો. અમેરિકનોને એમાં એણે સ્વતંત્ર કોંગ્રેસદ્વારા કારોબાર ચલાવવાની સૂચના કરેલી છે, જે સૂચના પરથી અમેરિકાના 'યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા'નું સમવાય જન્મ્યું છે.

જો કે પેઈને સૈનિક તરીકે પણ સેનાપતિ ગ્રીનના હાથ નીચે ઓછી કામગીરી નહોતી બજાવી, પરંતુ અમેરિકાની એની સાચી સેવા તો એક બરકંદાજ કરતાં એક કલમબાજ તરીકે વિશેષ છે. ઈ. ૧૭૭૬ના ડીસેમ્બરમાં યુદ્ધનું પલ્લું જ્યારે વિપક્ષે નમતું લાગ્યું ત્યારે 'The Crisis' નામનું ચોપાનિયું એણે બહાર પાડ્યું, જેની શરૂઆતની પંક્તિઓ નીચે મુજબ હતી

'માનવ આત્માને કસોટીએ ચડાવતો આ કાળ છે. ગ્રીષ્મનમ સૈનિકો અને આરામપ્રિય નેતાઓ એ કસોટીથી થથરી ઊઠશે, પરંતુ જે કોઈ સબૂત કમે મક્કમ રહેશે તે આ દેશના સ્ત્રીપુરુષોના પ્રેમ અને આભારનો ભાગી બનશે. દમનનીતિ દોજખની માફક જલદી નથી જીતી શકાતી. પરંતુ એટલું ખ્યાલમાં રાખજો કે આપણો સંઘર્ષ જેમ વધુ કપરો તેમ આપણી મથામણો વિશેષ ગૌરવપૂર્ણ બની રહેશે.'

લશ્કર સમક્ષ આ ચોપાનિયું વંચાતાં અમેરિકન સેનાનાયક વૉશિંગ્ટને એમાં 'જીવંત ઊર્મિ' જોઈ અને 'These are the times that try men's souls' એ એના પ્રારંભિક શબ્દો તો એ લડતનો યુદ્ધઘોષ બની રહ્યા. અલબત્ત, પેઈનનાં એ લખાણોમાં રૂસોની પ્રૌઢી કે વૉલ્તેરની વેધકતા નહિ મળે પણ લોકો માટે લોકોની જ ભાષામાં લખાએલાં એનાં લખાણોમાં સંપૂર્ણ લોકપરખ સાથે સાફદિલી અને સંગળતા તો મળી આવશે. એનો નિરાડંબરી શૈલીની ચોટ લોકહૈયે એવી તો વસી ગએલી, અને એટલા મોટા પ્રમાણમાં એ વંચાતો, કે પોતાની કલમનો વેપાર ખેડી સારું જેવું નાણું પણ એ ધારત તો એકઠું કરી શકત પણ એણે એમ ન કર્યું. પરિણામે લાચાર મને સંયુક્ત સંઘનું સ્વાતંત્ર્ય ઈંગ્લંડને માન્ય કરવું પડ્યું અને તેનો વિજયોત્સવ મનાવતા અમેરિકાએ વૉશિંગ્ટનની તલવાર જેટલો જ પેઈનની કલમનો યશ ગાયો, ત્યારે પેઈન પડે તો જેવો ને તેવો નિષ્કંચન જ રહેલો.

છીછરી રાષ્ટ્રભક્તિ પેઈનને માન્ય ન હતી. અન્યોની માનવતા ઉવેખીને સધાતી કોઈ પણ દેશની પ્રગતિ પ્રત્યે તે ઈતરાજ હતો, એને લઈને જ, સતત માનતવાથી પ્રેરાઈને જ પોતાના દેશ વિરુદ્ધ અમેરિકાના મુક્તિપ્રયાસને એણે સાથ આપેલો.

એ પ્રયાસ પાર ઊતરતાં જ તે ઈજનેરી પાછળ પડી ગયો અને એની પાછળ એટલો બધો રસ લેવા માંડ્યો કે એ રાજ-પ્રકરણથી ફારેગ થઈ જશે કે શું એવી બીક લાગવા માંડી લાંબી કમાનના લોખંડી પૂલોની યોજના એણે ઘડી કાઢેલી, અને એ પૂલોને અંગે ઈંગ્લંડની મુલાકાત પણ એણે લીધી ઈંગ્લંડમાં પેડિંગ્ટન મુકામે પોતાની યોજના મુજબ એણે બાંધેલા પૂલે અગ્રગણ્ય ઈજનેરોની પ્રશંસા પ્રાપ્ત કરેલી.

ઈંગ્લંડની માફક ફ્રાન્સને પણ પ્રજાની આઝાદીમાં રસ હતો, અને એની ચર્ચા કરવા ઈ. ૧૭૮૮માં તે પારીસ આવ્યો. ફ્રેન્ચ રાજક્રાન્તિ વખતે તે ફ્રાન્સમાં જ હતો. બાસ્તીલ પડ્યું ત્યારે લફાયેતે તેની ચાવી વૉશિંગ્ટનને પહોંચાડવા માટે પેઈનને જ પસંદ કર્યો પરંતુ પૂલોના કામ અંગે એને થોડો કાળ ત્યાં રોકાઈ રહેવું પડ્યું.

આમ થોડો સમય સુધી તો પેઈન ક્રાન્તિ અને ઈજનેરી બંનેને સમતુલ રાખી શક્યો, પરંતુ છેવટે ક્રાન્તિ વજનદાર નીવડી અને એ જ રીતે ઈંગ્લંડમાં પણ ક્રાન્તિ જગવવા એણે 'Rights of Man' (માનવીનું હક્કનામું) પુસ્તક લખ્યું. ઈંગ્લંડના એ વેળાના મહાન રાજદ્વારી એડમંડ બર્કે પોતાનું 'Reflectio7s on the Revolution in France' પુસ્તક બહાર પાડી માનવતાના એ મુક્તિપ્રયાસ સામે જે ઘૃણાજનક પ્રચાર આદર્યો હતો તેનો પેઈને આ પુસ્તકવડે લાજવાબ પ્રત્યુત્તર આપી દીધો.

મજકૂર પુસ્તકમાં એણે મૂડીદારો પર ભારે કર નાખવાનું જરૂરી જણાવેલું, શ્રમજીવીઓ માટે યોગ્ય ખોરાકી પોશાકી ને રહેઠાણની તથા એમના સંતાનોની કેળવણી તેમ જ બુઢાપામાં નિભાવની માગણી કરેલી તથા ઈંગ્લંડની વંશપરંપરાગત રાજસત્તા તથા ઉમરાવપદની સખ્ત ઝાટકણી કરેલી. એમાં રાજતંત્રના એણે ત્રણ આધારસ્તંભો દર્શાવેલા, જે પર કોઈ પણ તંત્ર ટકી રહી શકે. એક વહેમ, બીજો સત્તા અને ત્રીજો સમાજના સામાન્ય હિતો અને માનવના સમાન અધિકારો. એમાંનો પહેલો પ્રકાર ધર્મગુરુઓનું અવલંબન છે, બીજો વિજેતાઓનું, ત્રીજો વિચારકોનું.

ધડાકા જેવા આ એક જ પુસ્તકે આખા ઈંગ્લંડને ખળભળાવી મૂક્યું. કારણ એમાં ઈંગ્લંડના શ્રમજીવીઓને સાચી વસ્તુસ્થિતિથી વાકેફ કરવાનો પ્રામાણિક પ્રયાસ હતો. કામગારોનાં હૈયાં એનાં પર મ

સંગમ સાધવા લાગ્યાં. જ્યાં ત્યાં એનું વાચન જારી થયું. વાંચી ન જાણનારાઓ સાંભળી સાંભળીને એને જિગરમાં જગ્યા આપવા લાગ્યા. ફ્રેન્ચ રાજક્રાન્તિ પ્રત્યે સહાનુભૂતિ પ્રકટાવવા ઊભી થયેલી મંડળીએ એ પુસ્તકનો પોતાના 'મેનીફેસ્ટો'—જાહેરનામા તરીકે સ્વીકાર કર્યો.

પેઇનની ભાષા એ પુસ્તકમાં ક્યાંયે એકાખૂ નથી બની. ચોટદાર હોવા છતાં એના વિરોધીઓની માફક એ અવમાનભરી પણ નથી બની. છતાં આનુવંશિક શાસન સામેની એની બગાવતે પિટ અને બર્કને ચોંકાવી મૂક્યા. ઉછીતાં નાણાંએ ઇંગ્લંડનો કારભાર ચલાવતી પિટની અર્થનીતિને એણે એમાં લાકડાના પગ વડે સસલાને પકડવા દોડતા માણસ સાથે સરખાવી છે.

પિટે એ બગાવતનો બદલો વાળવા એની સામે મુકદ્દમો માંડ્યો અને તમામ મડીદારોએ તેમાં સાથ આપ્યો. પુસ્તકની સઘળી નકલો જપ્ત કરવામાં આવી અને એના પ્રચારકો સામે પણ દાવા મંડાયા. જવાબમાં પેઇને માનવ અધિકારોની વધુ બુલંદ અવાજે હિમાયત કરવા માંડી, પરંતુ શાણા અંગ્રેજ કવિ બ્લેઈકે તેને કહ્યું કે 'ઇંગ્લંડમાં રહેશે તો ફાંસીને લાકડે લટકી જશે,' એટલે પેઇન ત્યાંથી ફ્રાન્સ નાસી છૂટ્યો. એને પકડવા નીકળેલા વૉરંટથી લંડનમાં થોડા કલાક અને ડોવરમાં તો માત્ર વીસ જ મિનીટ એ વહેલો પડ્યો.

પુષ્પ ભલે પરિત્યક્ત બન્યું, પણ એની સુવાસ હવામાં ફેલાઈ ગઈ હતી. ઇંગ્લંડનાં શોષિતોનાં હૈયામાં ટોમસ પેઇનનો પમરાટ પથરાઈ ગયો હતો :

'God save great Thomas Paine,
His "Rights of Man" proclaim
From Pole to Pole.'

પેઈને કેદમાં પગ મૂક્યો ત્યારે ફ્રાન્સે તેના પગાર વધારી લીધા, પણ પારીસના લોકમાનસને એ બિલકુલ રુચ્યો. ફ્રાન્સના રાજા લૂઈ ૧૬માએ અમેરિકાના મુક્તિપ્રયાસમાં કરેલી મદદને લઈને ફ્રાન્સને માથડે એના ભાવિના ઘડનાર નિર્ણયનો એણે વિરોધ કરવા માંડ્યો, અને ઉદ્દામવાદીઓને નમ્ર બનવાનો એણે આગ્રહ કરવા માંડ્યો. એનો એ આગ્રહ ક્રાન્તિબાધક ગણવામાં આવ્યો અને એને જેલની દીવાલો પાછળ ગોંધી દેવામાં આવ્યો.

પેઈનને જેલ અપાવવા પાછળ ફ્રાન્સ કરતાં ઈંગ્લંડ તરફ વિશેષ સહાનુભૂતિ ધરાવતા અમેરિકન મંત્રી મોરિસની ખટપટ પણ કારણભૂત હતી. મોરિસને સ્થાને પાછળથી મનરો ('મનરો ડૉક્ટ્રાઈન'થી પ્રસિદ્ધ) આવ્યો અને એ તાત્કાલિક પેઈનને છોડાવી પોતાને ઘેર લઈ ગયો. અઢાર મહિના પોતાને ત્યાં રાખી, જીર્ણ હાલતમાં જેલમાંથી બહાર આવેલા પેઈનની એણે સારવાર કરી.

ખુદ વૉશિંગ્ટને પણ પેઈનને જેલમાંથી છોડાવવા કશો પ્રયાસ ન કર્યો. ઈંગ્લંડ સામે લડેલો એ જ વૉશિંગ્ટન એ જ ઈંગ્લંડ સાથે દોસ્તીની સંધિ માટે વાટાઘાટ ચલાવી રહ્યો હતો, અને પેઈન જેવો ઈંગ્લંડનો શત્રુ બહાર ન રહે એમ ઈચ્છતો હતો. પેઈનને વૉશિંગ્ટનની આ કૃતઘ્નતાથી ખૂબ લાગી આવ્યું હતું. એટલે અમેરિકામાં વૉશિંગ્ટનનું પૂતળું ઊભું કરવું હોવાની વાત સાંભળતાં એણે એના શિલ્પી પર નીચેની લીટીઓ લખી મોકલેલી:

'Take from the mine the coldest,
hardest stone,
It needs no fashion it is Washington
But if you chisel, let the stroke be rude,
And on his heart engrave—Ingratitude'

આ લીટીઓ તો અપ્રસિદ્ધ રહી; પણ વૉશિંગ્ટનને એણે લખેલો આ કાગળ ઇ. સ. ૧૭૯૬ માં પ્રસિદ્ધ થયેલો, જેની અંતિમ પંક્તિઓ આ હતી :

'અને તમારો, સાહેબ, ખાનગી દોસ્તીમાં દગલબાજનો (જે તમે મારા પ્રત્યે–અને ખરા ભયને ટાંકણે–નીવડેલા) અને જાહેર જીવનમાં દંભીનો નિર્ણય કરતાં જગત ગૂંચવણમાં પડશે કે તમે સાચેસાચ ધર્મત્યાગી છો કે ધૂર્ત છો; તમે સિદ્ધાંતોનો ત્યાગ કર્યો છે, કે પછી સિદ્ધાંત જેવી કોઈ ચીજ સાથે તમને નિસ્બત જ નથી.'

વૉશિંગટનની પ્રશસ્તિઓથી છલકાતાં કાનોને પેઇનના આ શબ્દો કદાચ નહિ રૂચે, પરંતુ ઇ. ૧૭૯૬માં સંયુક્ત સંઘના પ્રથમ પ્રમુખપદ વખતે જેફરસન અને ઍડમ્સની હરીફાઈ વચ્ચે વૉશિંગ્ટને ઍડમ્સ જેવા રાજસત્તા અને ધનસત્તાવાદીને પ્રમુખપદે લાવવાની કરેલી કોશિશો, ફ્રાન્સ વિરુદ્ધ ઇંગ્લંડને સહાય કરીને પ્રજાસત્તાવાદનો પ્રચાર અટકાવવાના એના પ્રયાસો, વગેરે બાબતો પેઇનના પક્ષમાં જાય છે.

માંડમાંડ વધસ્તંભથી બચેલા પેઇને જેલમાં ગોંધાતાં પહેલાં 'The Age of Reason' (બુદ્ધિનો યુગ) નામનુ પુસ્તક લખવા માંડયું હતું, જેનો પહેલો ભાગ એની ધરપકડના ૭ જ કલાક પહેલાં પૂરો કરેલો. આ પુસ્તક લખવા પાછળ એની ઉમેદ તો બૌદ્ધિક પાયા પર જગતનું પ્રજાસત્તાક સ્થાપવાની હતી, પરંતુ એમાં અંધશ્રદ્ધા, આડંબર અને માનવ પ્રત્યેના અનાદર પર ઊભી થએલી ધર્મની રૂઢ ઈમારત પર એણે કરેલા પ્રહારોથી જનતા ચોંકી ઊઠી અને પણ કોઈ સમજદાર આદમી પેન્ટાટૉક અને જેશુઆની કિતાબમાંની કત્લેઆમને ભાગ્યે ન્યાય્ય ગણાવી શકે એમ છે, પરંતુ પેઇનનો "માનવતાનો ધર્મ" કોઈને ગળે ન ઊતર્યો અને સ્થાપિત ધર્મસત્તા સામેના આ બંડે લોકહૃદયમાંનું પેઇનનું બધુ આદરમાન ઓગાળી નાખ્યું.

ઉપર્યુક્ત પુસ્તકના પહેલા જ પ્રકરણમા પેઇને લખ્યું છે, 'હું માનવ સમાનતામા માનુ છું, અને માનુ છુ કે ધાર્મિક ફરજ ફક્ત ન્યાયાચરણ, જીવદયા અને આપણા જાતભાઈઓને સુખી કરવામાં રહેલી છે.'

આગળ ઉપર એક સ્થળે લખે છે, 'હું યહુદી દેવળે ચલાવેલા કે રોમન, ગ્રીક, તુર્ક યા પ્રોટેસ્ટંટ દેવળે પ્રચલિત કરેલા કોઈ પંથમાં નથી માનતો, મારૂ મન જ મારૂં દેવળ છે'

આ પુસ્તકની પ્રસિદ્ધિ પછી તે માંદો પડયો એમાથી સાજો થતા એણે જોયુ કે ત્યારના ફ્રાન્સમાં એને માટે કશુ સ્થાન રહ્યું નહોતું. નેપોલિયને એના તરફ કશી અવકૃપા ન બતાવી, પરતુ ઈંગ્લંડમા પ્રજાસત્તાવાદી વિદ્રોહના શક્ય પ્રેરક સિવાય પેઈનનું અન્ય મહત્ત્વ એને ન હતું

પેઈનને હવે અમેરિકા સાભર્યું ત્યાંની જનતાએ કરેલો એનો આદર સાંભર્યો, અને તે ત્યા જવા ઊપડયો. ત્યા જઈને જેફરસનને તેના કાર્યમાં પોતાથી બનતી મદદ કરવાનો તેનો ઇરાદો હતો, પરતુ એના ત્યાં પહોચવા પહેલા જ એના 'The Age of Reason'ના પડઘા ત્યા પહોંચી ગએલા, અને પેઈન સાથેની મૈત્રિ પરથી જેફરસનના વિરોધીઓ તેની પે 'નાસ્તિક' તરીકે બદગોઈ કરી, એ જોડીની 'the two Toms' તરીકે જાહેર નિંદા કરી રહ્યા હતા

આને લઈને પેઈનનો આદર કરવા છતાં જેફરસન પહેલાં જેવી નિખાલસ મૈત્રિ એની સાથે ન રાખી શકયો. પેઈનના બીજા કોઈ મિત્રને તો હવે એની જરૂર જ નહોતી રહી, કારણ તે 'નાસ્તિક' નીવડયો હતો સર્વહિતવાદના હિમાયતીઓ સુદ્ધાં એની બાઈબલ વિરુદ્ધની

ટીકાઓથી એના પર રોષે ભરાયા હતા. અને જે દેશ માટે એણે સ્વાર્પણ કરેલું એ જ દેશના લોકો એ નાસ્તિકની મૂર્તિઓ બનાવી બનાવી બાળવા લાગ્યા હતા, અને પૈસા આપવા છતાં એને ગાડીમાં કે બીજા કોઈ જાહેર સ્થાનમાં જગ્યા સુદ્ધાં આપતા નહોતા. મિત્રો એના તરફ પીઠ ફેરવી બેસી રહ્યા હતા, જ્યારે દુશ્મનોએ દુશ્મનાવટને પરાકાષ્ઠાએ પહોંચાડી હતી. અને જિંદગીના છેલ્લા વર્ષમાં તો એને પરદેશી ગણાવી એનો મતાધિકાર પણ ઝૂંટવી લેવામાં આવેલો. એના પર નીશાખોરી અને અનીતિના આક્ષેપો મૂકવામાં આવેલા. આમ જીવનના આખર ભાગે પેઇનને માત્ર ગરીબી અને એકાંતનો જ સહારો રહેલો.

રંગ, જાતિ કે રાષ્ટ્રીયતાના લપસાણથી પોતાની જાતને બચાવી લઈને માનવ હૃદયની મૌલિક લાગણીઓની નિકટતમ દુનિયા રચવાના એ સ્વપ્નસેવીના વિશ્વધર્મની વ્યાખ્યા હતી—'મનુષ્યના અંતરતમમાં અને અખિલ વિશ્વમાં રહેલા પ્રકૃતિના સર્વોત્કૃષ્ટ તત્ત્વનું અનુસંધાન.' પરંતુ માનવતાના એ મુફલિસ મિત્રની મહત્તા ખુદ માણસો જ ન પિછાણી શક્યા, અને અપમાનિત, જર્જરિત, જગતથી બાતલ બનેલો એ મહાપુરુષ, ધર્મઝનૂની માબાપોએ ઉશ્કેરેલાં છોકરાંના પથરા સુદ્ધાં સહન કરી, ઈ. ૧૮૦૯ના જૂનની ૮મી તારીખે અવસાન પામ્યો.

બેન્જામિન ફ્રાન્કલીન કહેતો, 'જ્યાં સ્વતંત્રતા છે એ મારો દેશ છે;' પરંતુ પેઇન તો કહેતો, 'જ્યાં સ્વતંત્રતા નથી એ મારો દેશ છે,' અને એવા પરતંત્ર દેશોના સ્વાતંત્ર્યયજ્ઞમાં જ પોતાની જાતને એ હોમતો રહેલો. એની લોકોત્તરતા તો વૉલ્ટર સેવેજ લૅન્ડોરે કરેલા આ સવાલ કરતાં વધુ સારી શી રીતે નિરૂપી શકાય કે, 'એની સુજનતાની એક જ સાબિતી મારી પાસે છે. મને એના જેવો કોઈ બીજો બતાવી આપો'?

બીજો તો શું, પણ જે આ એકનો એક હતો એ જ્યોતિર્ધર પણ જગતે ગુમાવ્યો, અને જગત પર પોતાની આહ તે ઠાલવતો ગયો કે:

Blow, blow, thou wintry wind!
Thou art not more unkind than man's
ingratitude.'

સાચું જ છે. આસ્તિક હોવું અને આસ્તિક ગણાવું એ વચ્ચે જેટલો તફાવત છે એટલો જ તફાવત માનવ હોવા સાથે સુજન પણ હોવા વચ્ચે છે.

અને માનવતાને કલેજે ભોંકાએલી ધાર્મિક અસહિષ્ણુતાની કાચરો એ તફાવતને જ આભારી છે.

## જ્ઞાનકોશકાર
### ડૉ. શ્રી. વ્યં.
# કેતકર

રાનડે, ટિળક અને રાજવાડે પછી એવા જ પ્રચંડપ્રજ્ઞ પુરુષ મહારાષ્ટ્રે કોઈ પેદા કર્યો હોય તો તે ડૉ. શ્રીધર વ્યંકટેશ કેતકર. જેમના નામ સાથે જ વિદ્વત્તા અને વિચારસ્વાતંત્ર્યની મૂર્તિ આપણી નજર આગળ ખડી થાય એવી વિરલ વિભૂતિઓમાંના તે એક હતા. છતાં એ આશાવાદી કાર્યકર્તા, શક્તિશાળી સંશોધક અને દીર્ઘ વ્યાસંગી એમના પ્રાંતવાસીઓથી તો જીવનભર ઉપેક્ષિત જ રહ્યા હતા.

મધ્ય પ્રાંતમાં આવેલા રાયપુર ગામમાં ઈ. ૧૮૮૪માં એક બ્રાહ્મણ પોસ્ટ માસ્તરને ત્યાં તેમનો જન્મ થએલો. નાનપણથી જ જ્ઞાન પાછળની એમની ભૂખ જબરી હતી. હાઈસ્કૂલનો અભ્યાસ અમરાવતીમાં પૂરો કરી એ મુંબાઈની વિલ્સન કૉલેજમાં દાખલ થયા અને ત્યાં રોમન લૉ અને જ્યુરિસપ્રુડેન્સ ઐચ્છિક વિષયો તરીકે લીધા. મરાઠી ભાષાની સેવા કરવાની એમની પ્રવૃત્તિની શરૂઆત ત્યારથી જ થઈ, અને 'મહારાષ્ટ્ર વાગ્વિલાસ' નામનું માસિકપત્ર એમણે શરૂ કર્યું.

પરંતુ આજની આપણી શિક્ષણપ્રણાલીમાં 'ભણતર' અને 'જ્ઞાન'નો જે શોક્ય જેવો સંબંધ બંધાઈ ગયો છે તે એમને પણ

આડો આવ્યો પરીક્ષાને પ્રાધાન્ય આપી એમણે અભ્યાસ કર્યો જ નહોતો, ને વળી બીજી અનેક પ્રવૃત્તિઓમા પણ ભાગ લેવો શરૂ કર્યો હતો, એટલે બી એ મા એમનું નાવ ડૂબકા ખાવા લાગ્યું

કેતકર બી એ તો ન થઈ શક્યા, પરંતુ એમનું યુવાન હૃદય જ્ઞાનાર્જનની મહત્ત્વાકાંક્ષાથી ઉભરાઈ રહ્યું હતું, એટલે વિદેશ જઈ શિક્ષણ સંપૂર્ણ બનાવવાની તેમને ઈચ્છા થઈ ઇ. ૧૯૦૬ મા એ અર્થે એ અમેરિકા ઊપડયા અને ત્યાના કાર્નેલ વિશ્વવિદ્યાલયમાં જોડાઈ ૧૯૦૯ માં બી એ. અને પછી એમ એ. થયા એ સાલમાં જ એમણે 'હિંદુસ્તાનમાની જુદી જુદી જ્ઞાતિઓનો ઇતિહાસ' એ નામનો નિબંધ પુસ્તકાકારે બહાર પાડયો, જેના પર લેખકના નામ તરીકે માત્ર 'સંપાદક, મહારાષ્ટ્ર વાગ્વિલાસ માસિક' એટલું જ છપાએલું એ પછી ઇ ૧૯૧૧ માં હિંદુ ધર્મ સબધે એક પ્રબંધ લખી એમણે ડૉકટર ઑાવ ફિલોસોફીની ઉપાધિ પ્રાપ્ત કરી

સંશોધનકાર્ય તરફ એમને અમેરિકાના એ વસવાટ સમયથી જ અનુરાગ ઊપજ્યો, જેને આજીવન વફાદાર રહી તે વધુ ને વધુ કુશાગ્ર બનાવતા ગયા, એ દિશામાં વિશેષ માર્ગદર્શન પામવાની આશાએ એ ઈંગ્લંડ ગયા, પણ ત્યા કાળાગોરાના ભેદને અંગે તેમને એટલો ત્રાસ ઊપજ્યો કે ૧૯૧૨ માં એ હિંદ પાછા વળી આવ્યા

ખાલી હાથે ડૉકટર હિંદ પાછા આવ્યા, પણ ખાલી હૃદયે નહોતા આવ્યા એમના ઈંગ્લંડનિવાસ દરમિયાન મિસ ઍડિથ વિક્ટોરિયા કોહેન સાથે તેમનો પરિચય થએલો એ બાઈ એમની સંશોધન-પ્રવૃત્તિ અને બીજા સદ્‌ગુણો પર મુગ્ધ બની હતી, અને આખરે ડૉકટર કેતકરની જીવનસંગિની બનવાનો જ નિર્ણય કરીને પોતાનાં આપ્તજનો, સ્નેહીઓ, સ્વદેશ બધુ છોડી ઇ. ૧૯૧૯મા હિંદ આવી પહોંચીને વ્રાત્યસ્તોત્ર વિધિ અનુસાર હિંદુ ધર્મ સ્વીકારી ડૉ. કેતકર સાથે

લગ્નગાંઠથી જોડાઈ ગયાં અને લગ્ન પહેલાંના મિસ કોહેન ત્યારથી શ્રીમતી શીલવતી કેતકર બન્યાં.

ઠેઠ ઈંગ્લંડથી અહીં આવીને વિદ્વાન છતાં શ્રીમંત નહિ એવા પુરુષ સાથે લગ્ન કરવા પાછળ શીલવતીબાઈનાં ઓછાં સ્વાર્થત્યાગ કે તત્ત્વનિષ્ઠા નહોતાં રહ્યાં. ડૉ. કેતકરની સઘળી સાહિત્યપ્રવૃત્તિની પ્રેરણામૂર્તિ એ રહેલાં. એ દંપતી જેવું કાર્યૈક્ય તથા તાદાત્મ્ય બહુ ઓછાં યુગલોમાં આપણને જોવા મળે એમ છે.

અમેરિકામાં રહી કેતકરે રાજનીતિશાસ્ત્રનો પદ્ધતિસર અભ્યાસ કરેલો એટલું જ નહિ, પણ જાગતિક રાજકીય પરિસ્થિતિનું પણ સૂક્ષ્મ ને માર્મિક અવલોકન કરેલું, એટલે હિંદ આવતાં જ કલકત્તા વિશ્વવિદ્યાલયમાં 'પોસ્ટ ગ્રૅજ્યુએટ' વિભાગમાં વ્યાખ્યાતા તરીકેનું સ્થાન તેમને મળી ગયું. ત્યાં રહી સાર્વરાષ્ટ્રીય કાયદાનું એ શિક્ષણ આપતા.

છતાં રાજકારણ એ એમનો પ્રધાન વ્યવસાય નહોતો. ને પોતાના આયુષ્યનો જે થોડો ઘણો ભાગ એમણે પ્રત્યક્ષ રાજકારણ પાછળ ખર્ચ્યો તે વખતે યે પોતાનો ઈતર વ્યવસાય તો એમણે ચાલુ જ રાખ્યો હતો. લોકમાન્ય માટે એમને અતિશય આદર હતો, અને અનેકવાર એમની સાથે બેસી વિચારવિનિમય કરેલો. એમના લોકશાહી સ્વરાજ્ય પક્ષ તરફથી પૂના શહેરના ઉમેદવાર તરીકે પણ તે ઊભા રહેલા. પરંતુ પોતાને જે મહાકાર્ય કરવાનું હતું તે માટે જોઈતું મનઃસ્વાસ્થ્ય મેળવવા રાજકારણને તેમણે પશ્ચાદ્‌ભૂમિમાં ધકેલી દીધું.

લોકમાન્ય પછી દેશનું સુકાન ગાંધીજીના હાથમાં જતાં દેશને જે નવી દૃષ્ટિ મળી તે પરના પોતાના વિચારો ઇ. ૧૯૨૬માં બહાર પાડેલા 'નિઃશસ્ત્રાંચે રાજકારણ'માં કેતકરે પ્રસિદ્ધ કર્યા છે. પોતાના રાજકીય પ્રચારાર્થે એ જ સાલમાં એમણે 'સ્વયનિર્ણયી સંઘ' પણ સ્થાપેલો, પણ એ બહુ અલ્પજીવી નીવડ્યો. એમના 'Sovereignty and Independence of India' તથા અવસાન પૂર્વે

થોડા જ સમય પર પૂરૂં કરેલું 'Victorious India' એ પ્રચલિત રાજકારણ પરના એમના બીજા પુસ્તકો છે

એક વર્ષ કલકત્તા વિશ્વવિદ્યાલયમા વીતાવી તે મુબાઇ આવ્યા અને ત્યાં અનેકવિધ પ્રવૃત્તિઓ શરૂ કરી શગડીના ઉદ્યોગમાં ઝ પલાવી એમણે 'શિલોત્રી બેંક' ખોલી, પણ તેમા નિષ્ફળતા મળતાં એ પ્રવૃત્તિ પડતી મૂકીને 'રાષ્ટ્રધર્મ પ્રચારણ સઘ' નામની સસ્થા ઊભી કરી

આ સસ્થાનું કાર્ય ત્રિવિધ હતુ એક તો, હિ દની ભાષાવાર પ્રાતરચના કરવી, બીજુ પ્રાન્તિક વ્યવહાર બધો દેશી ભાષામા ચલાવવો, અને ત્રીજુ, વિશ્વવિદ્યાલયોમા દેશી ભાષાની શિક્ષણપદ્ધતિ દાખલ કરવી આંધ્ર અને ઉત્કલ પ્રાતો તરફથી આ સસ્થાને પુષ્કળ ઉત્તેજન મળ્યુ હતુ

પરતુ આવી વેરવિખેર પ્રવૃત્તિ કરતા, મશીધક જીવનના જે સ્વપ્ન પોતે સેવેલા તેને બર આણવાના એગ્રચ પ્રયાસ પાછળ હવે કેતકરનું ધ્યાન ઘેરાયુ ને પોતાના અદ્ભુત આત્મવિશ્વાસ ઉપર આધાર રાખી, મરાઠી 'જ્ઞાનકોશ'નું નિર્માણ કરવા પાછળ પોતાની શક્તિ કામે લગાડી એમની એ યોજના પર અનેક દિશાએથી 'એ શુ કરશે? અગ્રેજી એનસાઇક્લોપીડિયાનું ભાષાતર જ ને?' એવા ઉપહાસો પણ થવા લાગ્યા પરતુ એ પર લક્ષ ન આપતાં કેતકર પોતાના પ્રયાસ આગળ વધારતા ગયા

એ પ્રયાસોમા આખરે તે સફળ થયા, અને મહારાષ્ટ્રશારદાના કીર્તિકળશ સમા 'મહારાષ્ટ્રીય જ્ઞાનકોશ મડળ લિમિટેડ'ની સ્થાપના થઈ પ્રો ગાયકવાડે એના પ્રમુખ થયા અને મત્રી તથા વ્યવસ્થાપકનુ પદ એમણે પોતે સભાળ્યુ ઈ સ ૧૯૧૭થી જ્ઞાનકોશની સક્રિય પ્રવૃત્તિની શરૂઆત થઈ, ને ૧૯૨૧મા એનો પહેલો ભાગ બહાર પાડ્યો, ૧૯૨૮મા ૨૩ મો

જ્ઞાનકોશને એનસાયક્લોપીડિયાની નકલ બનાવવાની દૃષ્ટિ કેતકરની નહોતી. મહારાષ્ટ્રને લક્ષમાં લઇને મહારાષ્ટ્રીય સમાજના ઉપયોગ માટેનો આકરગ્રંથ એ બની રહે એ ભૂમિકા પર જ એમણે એ પ્રવૃત્તિ આરંભી હતી. હકીકતોના ખાલી કરતાં મહારાષ્ટ્રીય જનતાને સુબદ્ધ બનાવવાના અલિપ્ત સાધન રૂપે એ જ્ઞાનકોશ બની રહે એજ એમની મુરાદ હતી, અને પોતાની ઉત્કૃષ્ટ બુદ્ધિમત્તા, દઢ પરિશ્રમ તથા વૈજ્ઞાનિક દૃષ્ટિકોણ એ ત્રિવિધ બળોએ સંપન્ન હોવાથી તે એ કરી શકયા.

આ આખી યે પ્રવૃત્તિ સાંગોપાંગ પાર ઉતારવામાં કેતકરને કંઈ ઓછી મુસીબતો નહોતી નડી. લોકોને એ આખી યોજના સમજાવી તે માટે ચાહ ઉત્પન્ન કરવાનો, સઘળું ભંડોળ એકઠું કરવાનો, અનેકવિધ લેખકવર્ગ મેળવવાનો, મુદ્રણની વ્યવસ્થા કરવાનો, સંદર્ભગ્રંથ એકઠા કરવાનો તથા હિસાબ રાખવાનો ને વ્યવસ્થા જાળવવાનો સઘળો બોજો તેમને શિરે હતો.

ફ્રેન્ચ જ્ઞાન કોશકાર દિદેરોની માફક જ નાણાંની તંગી, નાના મોટા મતભેદો અને વિરોધી વાતાવરણનો શરૂઆતથી જ તેમને સામનો કરવો પડેલો. એ માટે લબ્ધપ્રતિષ્ઠ લેખકોને એ પત્રો લખતા, તો કોઈ તેનો પ્રત્યુત્તર ન આપતું; પુસ્તકો મોકલતા, તો તે પરત ન કરતું. એક ઇતિહાસસંશોધકને આ કામમાં મદદ આપવા કહેતાં એણે રોકડો જ જવાબ આપી દીધેલો કે 'ઐતિહાસિક નાટકો લખીને હું બાર મહિને હજાર રૂપિયા પેદા ન કરું, કે આ ધંધામાં પડું ?'

પરંતુ એવી એકે મુસીબતથી કેતકરે પોતાની જાતને રૂંધાવા ન દીધી, અને એમનો સંપાદિત 'જ્ઞાનકોશ' આજે દિદેરોના 'Le Neveu de Ramaau'ની જેમ મહારાષ્ટ્રીય વાઙ્મયની મોંઘી સમૃદ્ધિ બની રહ્યો છે. એ જ્ઞાનકોશ સાથે જે પાંચ પ્રસ્તાવનાખંડ એમણે જોડયા છે તે માટે તો કહેવાય છે કે એ પાંચે ખંડનો અભ્યાસ કરનાર માણસ આપોઆપ વિદ્વાન થઈ જાય.

કેવળ મરાઠી ભાષાને જ સમૃદ્ધ કરી ડૉ. કેતકર ન જંપ્યા. મરાઠીની ભાષાભગિની ગુજરાતીનું પણ એતદ્‌વિષયક દારિદ્ર એમને ખૂંચ્યું ને ગુજરાતી જ્ઞાનકોશ પણ બહાર પાડવાની પ્રવૃત્તિ એમણે હાથ ધરી સારા સારા ગુજરાતી વિદ્વાનોનો એમાં એમણે સાથ લીધો હતો અને જે મુદ્રણાલયમા એ છાપવાનું નક્કી કર્યું હતુ તેને ગુજરાતની અસ્મિતાના બે પ્રખર જ્યોતિર્ધર શ્રી હેમચન્દ્રાચાર્યજી તથા શ્રીમદ્ વલ્લભાચાર્યજીના નામ પરથી 'હેમવલ્લભ મુદ્રણાલય' નામ આપેલુ

એમનો ઈરાદો તો મરાઠી જ્ઞાનકોશમાં જે ખામીઓ રહી જવા પામેલી તે ગુજરાતી જ્ઞાનકોશમા સુધારીને મરાઠી જ્ઞાનકોશ કરતા એ સારો બનાવવાનો હતો મરાઠી વાચકો કરતા ગુજરાતી વાચકોની મનોભૂમિકા જુદી હોઈ, તે ખ્યાલમા રાખીને જ એમણે એ કાર્ય આરંભ્યુ હતું એ મંગલ પ્રારંભનો હેતુ એમણે પોતે ગુજરાતી જ્ઞાનકોશના વિભાગની પ્રસ્તાવનામાં વ્યક્ત કર્યો છે કે,

'મહારાષ્ટ્ર પોતાની સસ્કૃતિ સર્વક્ષેત્રવ્યાપક કરવાનો પ્રયત્ન કરે એટલા માટે હું જે પ્રયત્ન કરું છું, તે જ પ્રયત્ન ગુર્જર બંધુઓ કરે, એ ઉદ્દેશથી હું આ ગ્રંથરચનાનો આરંભ કરી રહ્યો છુ.'

પરંતુ અફસોસ એ થાય છે કે પોતાના કાર્યથી ગુજરાતના અને ગુજરાતની સંસ્કૃતિના એકીકરણની એમણે જે મહાન ભાવના સેવેલી તે તો પાર ન પડી પણ ઊલટો આપણા કહેવાતા 'સાક્ષરો' નો રોષ એમને વહોરવો પડ્યો અને એ પુણ્યકાર્ય એટલેથી જ અટકી પડ્યું કેતકરે તો એનો સ્પષ્ટ ખુલાસો આપેલો છે કે, 'તેમને ખુશ રાખવાનો પ્રયત્ન મે નથી કર્યો, ને તેમનો રોષ મારા પર છે, તેવો જ રાખવો, એમ મે યોજી રાખ્યુ છે.'

ગુજરાત ન તો કેતકરને પુરસ્કારી શક્યુ, કે ન તો એમના મહાકાર્યને આગળ ધપાવી શક્યું, અને ગુજરાતી જ્ઞાનકોશની પ્રવૃત્તિ

પડેલા વિભાગથી જ અટકી ગઈ. પોતાને સર્વજ્ઞ માની લઈ, બીજા પાસે એ દાવો સ્વીકારાવવા સિવાય પોતાની જાણે કોઈ બીજી ફરજ જ નથી એમ સમજનાર અને સાહિત્યના મધપૂડા પર નર મધમાખ પેઠે નભનાર 'ગુજરાતી સાક્ષર' વર્ગમાં તો એવી રતિ ક્યારે હતી કે એવું જ અથવા એ દિશા પર નાનું જ્યાં સ્વતંત્ર કાર્ય એ ઉપાડી લે! અલબત્ત, એ નિરઘમી જમાતમાં પણ ગણીગાંઠી વ્યક્તિઓ એવી થઈ ગઈ છે કે જેમના ઉદ્યમે ગુજરાતી ભાષા અને સાહિત્યની ચિરંજીવ સેવા બજાવી હોઈ, એમના નામે આપણું મસ્તક આદરપૂર્વક નમવું જ જોઈએ.

જ્યારે બીજી બાજુ મહરાષ્ટ્ર તરફ નજર ફેરવીએ તો ? કેતકરની જ્ઞાનકોશની પ્રવૃત્તિએ મહારાષ્ટ્રમા આખો 'કોશયુગ' નિર્માણ કરી દીધો હતો. એમની પાસેથી જ જ્ઞાનકોશના સંપાદન કાર્યમાં શિક્ષણ મેળવીને શ્રી દાતે તથા શ્રી કર્વેએ સ્વતંત્રપણે 'મહારાષ્ટ્ર શબ્દકોશ'નું નિર્માણ કર્યું 'પ્રાચીન ચરિત્રકોશ' ના કર્તા ચિત્રાળશાસ્ત્રીએ પણ કોશકાર્યની દીક્ષા ડૉ. કેતકર પાસેથી મેળવી હતી. એવા એવા તો એ પછી મહારાષ્ટ્રમાં 'ધર્મકોશ' 'વ્યાયામકોશ' 'વ્યાવહારિક જ્ઞાનકોશ' વગેરે અનેક કોશ બહાર પડી ગયા

મહારાષ્ટ્રનો બૃહદ્ ઇતિહાસ પણ ચાર ભાગમાં લખવાની ડૉ. કેતકરની ઉત્કંઠા હતી પરંતુ એ ચારભાગમાં કુરુક્ષેત્રના યુદ્ધથી માંડી શકારંભ સુધીનો માત્ર બીજો ભાગ જ 'શાતવાહન પર્વ' નામે એ બહાર પાડી શકેલા. ગઇ પા સદીમાં મહારાષ્ટ્રમા પ્રાચીન સંશોધન કાર્યમાં સૌથી આગળ પડતી વ્યક્તિઓમાં રાજવાડે પછી ડૉ. શ્રીધર વ્યંકટેશ કેતકરને નિઃશંક ગણાવી શકાય. બંનેની પ્રતિભા અપ્રતિહત અને મૂલગામી હતી

છતાં ડૉ. કેતકરે પોતાની જાતને એકલા સંશોધનકાર્યની દીવાલો

વચ્ચે જ દબાઈ જવા નહોતી દીધી સમાજસ્થિતિના પરીક્ષણ અને નિરીક્ષણ પછી 'ગોંડવનાતીલ પ્રિયવદા' 'પણગંદા' 'આશાવાદી,' 'ગાંવસાસુ' 'બ્રાહ્મકન્યા' અને 'વિચક્ષણા' એ છ નવલકથાઓમા પોતાની અભિનવ વિચારદૃષ્ટિનું પાત્રસર્જન કરી લલિત વાઙ્મયની પણ એમણે અમૂલ્ય સેવા બજાવી છે

એમની નવલકથાઓ એટલે ગઇ અગધી સદીના મહારાષ્ટ્રીય જીવનનુ સર્વગ્રાહી ચિત્ર એમા જીવનના વિવિધ પહેલુઓનુ માર્મિક નિરીક્ષણ છે, સ્વતંત્ર વિચારદર્શન છે નવુ માર્ગદર્શન છે નવનવી કલ્પનાઓ યોજવી એ એમનો જાણે નિત્યવ્યવસાય હતો એટલે 'વિચક્ષણા' ના ડૉ. લોટે કે 'આશાવાદી'માના દેવદાસ સપૂર્ણત નહિ તો બહુ અંશે ડૉ. કેતકરના ગતના જ ચિત્રો બની ગએલ છે

એ વિદ્વાન હતા, સશોધક હતા, રાજનીતિજ્ઞ હતા, સમાજશાસ્ત્રી હતા, વિવેચક હતા, નવલકથાકાર હતા, અને એ સાથે કવિ પણ હતા અને એ સઘળા વિષયો પર એમણે પોતાની કૃતિઓ બહાર પાડેલી છે છતા મહારાષ્ટ્રમા જાતિભેદની જે અધમ વૃત્તિ પ્રવર્તે છે તેને લઈને ડૉ. કેતકરનુ સાહિત્યક અને સશોધનનું કાર્ય જોઈએ એટલા પ્રમાણમા ન આવી શક્યુ જૂની રૂઢીઓની જકડોમા એ ન માનતા હોવાને લીધે વિદ્વાન અને પૂજ્ય ગણાએલી વ્યક્તિઓ સુદ્ધાએ એમના તરફ ઉપેક્ષા બતાવેલી ને એને પરિણામે જે સમાનના એ હક્દાર હતા એ સમાન પણ મહારાષ્ટ્ર એમને ન અર્પી શક્યુ

એ સમાનની વાત તો ઘેર ગઈ, પણ પોતાની પ્રવૃત્તિ આગળ ચલાવવા માટે પણ એમને પોતાના વાચનલેખનના સમયનો ભોગ આપી પોતાનાં પુસ્તકો ખપાવવા રખડવુ પડતું અને એમનાં પત્નીને જર્મન ભાષાના વર્ગ લેવા પડતા લોકપ્રિયતા નહિ, પણ લોકસેવા એમનો આદર્શ હતો. નહિતર તો ડોશીટા જેવુ પ્રોફેસરિયા જીવન તરછોડી, બજારમાથી આણેલાં જૂના કપડાં ને ચાર આઠ આનાના

જાપાની જોડા ચડાવી, મજૂર જેમ પોતાનાં પુસ્તકોનું પોટલું ઉપાડી મહારાષ્ટ્રને ઘેર ઘેર તે આપવા નીકળવાની તેમને શી જરૂર હતી!

એવી સ્થિતિ વચ્ચે જ સદા ધૂંધવાતા રહેલા એ ઉપેક્ષિત છતાં એકનિષ્ઠ સાહિત્યસેવકનો જીવનદીપ ઈ. ૧૯૩૬ના એપ્રિલની ૧૦ મીએ ઓલવાઈ ગયો. એમના શબને, એમનાં પત્નીની ઈચ્છા મુજબ દહન નહિ કરતાં એક ટેકરી પર દફનાવવામાં આવ્યું છે અને એમની સમાધિ પર આંગ્લ કવિ રોબર્ટ બ્રાઉનિંગના 'વૈયાકરણીની ઉત્તરક્રિયા' નામક કાવ્યની આ લીટીઓ ટાંકવામાં આવી છેઃ

'સર્વસામાન્ય લોકોની માફક સામાન્ય સ્થળે એનું દફન કરવું યોગ્ય નથી. ટેકરીની ટોચ જ એને માટે યોગ્ય સ્થાન છે. સામાન્ય માણસ માફક નજીવી વાતોમાં એ કદી રસ લેતો નહોતો. મહત્કાર્યો કરવાની એને ચિર આકાંક્ષા રહેતી, પરંતુ એ પાર પડ્યા પહેલાં જ એ આ જગત છોડી ચાલ્યો ગયો. સાધારણ માણસ એકેક દમડીનો સંચય કરીને હજારોનો સંગ્રહ કરે છે; જ્યારે આ મહાપુરુષે આશા લક્ષાવધિની સેવી, પણ એક દમડી જમાવ્યા સિવાય જતો રહ્યો. જે મહાન પંડિતે જીવનમાં જ્ઞાનસંચયનો જ વ્રત અંગીકાર કર્યો હતો તેને સાદી જગાએ દફનાવવાનો વિચાર માની પણ કેમ શકાય! એનું તો એવા સ્થળે જ દફન થવું જોઈએ જ્યાં ચાંદનીનાં અનિર્બંધ તેજ રેલી રહ્યાં હોય, જ્યાં પ્રભાતનું હિમતુષાર વાતાવરણમાં ઉલ્લાસ રેડતું હોય, અને જ્યાં પયોધરો આનંદવારિ વર્ષાવી રહ્યા હોય. કલ્પનાસૃષ્ટિમાં ઉચ્ચોચ્ચ ઉડ્ડયન કરનારને આરામ માટે પણ એવું જ ઉચ્ચ સ્થાન જોઈએ. જગતને ખ્યાલ પણ ન આવે એવા ઉચ્ચ સ્થાને એને જગા આપજો, એને વિશ્રાંતિ લેવા દેજો. ભોંતળના આમતમ વાતાવરણ વચ્ચે જીવવા એ જન્મ્યો જ નહોતો.'

# કેટલીક નવલકથાઓ—નવલિકાઓ

| | |
|---|---|
| અરેબીયન નાઈટ્સ-શ્રી રામાનંદ ચેટરજી. ઘણા ચિત્રો સાથે | ૪-૦-૦ |
| કોનો વાંક ?-લેખક શ્રી કનૈયાલાલ મુનશી [નવી આવૃત્તિ] | ૨-૮-૦ |
| ગુજરાતનો નાથ— " " " | ૩-૦-૦ |
| નવલીકાઓ " " " | ૨-૦-૦ |
| જીવનમાંથી જડેલી-શ્રી લીલાવતી મુનશી (બંને ખંડ સાથે) | ૨-૮-૦ |
| અવંતી પતિ-શ્રી જેઠાલાલ ત્રિવેદી ઐતિહાસિક નવલકથા | ૨-૮-૦ |
| વનીવહુકર અને બીજી વાતો-શ્રી ઉછરંગરાય ઓઝા | ૨-૦-૦ |
| કાઠિયાવાડી રાજરમત " " " | ૨-૦-૦ |
| તક્ષશિલાની રાજમાતા-શ્રી ઉછરંગરાય ઓઝા | ૩-૮-૦ |
| સોલંકીયુગની કીર્તિકથાઓ-શ્રી અંબાલાલ મીસ્ત્રી | ૨-૦-૦ |
| ચોખેરવાલ (ભા ૧-૨ સાથે) કવિવર ટાગોરકૃત નવલકથા | ૨-૮-૦ |
| તારલા-સ્ત્રીઓને ઉપયોગી સંસારિક નવલકથા | ૨-૮-૦ |
| નાગમતી-શ્રી મનુભાઈ જોધાણી કૃત સોરઠી પ્રેમકથા | ૧-૦-૦ |
| કલ્પનાની મૂર્તિઓ-શ્રી શાન્તીલાલ જી તોલાટ | ૧-૮-૦ |
| હુપીકેશચંદ્ર ભા ૧ થી ૪-સ્વતંત્ર, સળંગ નવલકથા | ૧૧-૮-૦ |
| રશ્મિ મૌલિક સંસારી નવલકથા | ૨-૮-૦ |
| લક્ષ્મીના બંધન-શ્રી સીતાદેવી કૃત સામાજિક નવલકથા | ૦-૧૨-૦ |
| ઐતિહાસિક કથામંજરી-લે. અમૃતલાલ નારણજી જોષી | ૨-૮-૦ |
| કથામંજરી ભા ૧-૩ શ્રેષ્ઠ નવલિકાના સંગ્રહો. દરેકના | ૨-૦-૦ |
| હાસ્યકથામંજરી ભા ૧-૨ લેખક શ્રી. ધનસુખલાલ કૃ. મહેતા | ૪-૦-૦ |
| જીવનની ઝાંખી-શ્રી કેશવપ્રસાદ દેસાઈની ટૂંકી વાતો | ૨-૦-૦ |
| શરત્ચંદ્ર-અનુ નારાયણ હેમચંદ્રકૃત બળવાનું છાયાચિત્ર | ૨-૮-૦ |
| સુરામચંદ્ર-અનુ શરદબાબૂકૃત 'વિપ્રદાસ' | ૨-૮-૦ |
| સુરેખા-શ્રી જેઠાલાલ ત્રિવેદીકૃત મૌલિક નવલકથા | ૨-૮-૦ |
| મહુવરીની ગોદમાં-માર્મિક હાસ્યરસનું મેગયર | ૧-૮-૦ |
| હિનેગ-હિમતલાલ ચુનીલાલની આમનુધારણાની નવલકથા | ૨-૦-૦ |
| કલા—ભગવાનદાસ સાહિત્યવીલાસી નવલકથા | ૧-૮-૦ |
| ભવારણી-'બંકીમચંદ્ર' અનુ. ચંદ્રકાન્ત મહેતા | ૦-૮-૦ |
| બિન્દુ-'શરદબાબુ' | ૦-૮-૦ |
| વાંક વિનાની—નીનમકાન્ત સાહિત્યવિલાસી અને બીજા લેખકો | ૨-૦-૦ |

છેલ્લાં ત્રીશ વર્ષથી ગુજરાતના જાણીતા લેખકોના વિવિધ
વિષયના ગ્રંથોના પ્રકાશનદ્વારા ગુજરાતી
સાહિત્યની સેવા કરી રહેલી ગ્રંથમાળા.

## ઇ.સ. ૧૯૩૯ થી નવા સ્વરૂપે પ્રગટ થતી આ ગ્રંથમાળાનું



જુનું ધોરણ બદલી નવી યોજના લવાજમની નીચે પ્રમાણે કરી છે.

(૧) માળાનું વર્ષ જાન્યુઆરીથી ડીસેમ્બર સુધીનું ગણાય છે.

(૨) માળામાં એક વર્ષમાં ક્રાઉન સોળ પેજી ૧૦૦૦ થી ૧૧૦૦ પાના જેટલુ વાચન સવડ પ્રમાણે ત્રણ–ચાર પુસ્તક રૂપે અપાય છે.

(૩) વાર્ષિક લવાજમ નીચે મુજબ છે –

| હિન્દુસ્તાન માટે— [ પોસ્ટેજ સાથે ] | બ્રહ્મદેશ માટે— [ પોસ્ટેજ સાથે ] | પરદેશ માટે— [ પોસ્ટેજ સાથે ] |
|---|---|---|
| રૂ. ૫–૦–૦ | રૂ. ૫–૮–૦ | રૂ ૬–૮–૦ |

[ પરદેશના ગ્રાહકે શીલીંગ ૧૦ દશનો પોસ્ટલ ઓર્ડર મોકલવો. ]

(૪) **પ્રવેશ ફી લેવામાં આવતી નથી.** લવાજમની વસુલાત માટે દર વર્ષે ચાલતા વર્ષનું છેલ્લુ કે પહેલું પુસ્તક, એક વર્ષના લવાજમના વી. પી. થી મોકલવામાં આવે છે. વી. પી. પાછું વાળનાર ગ્રાહક તેનું પોસ્ટેજ ખર્ચ આપ્યા પછી જે તે પુસ્તક મેળવવા હકદાર થશે.

છેલ્લાં ત્રીશ વર્ષથી ગુજરાતના જાણીતા લેખકોના વિવિધ
વિષયના ગ્રંથોના પ્રકાશનદ્વારા ગુજરાતી
સાહિત્યની સેવા કરી રહેલી ગ્રંથમાળા.

**ઇ.સ. ૧૯૩૯ થી નવા સ્વરૂપે પ્રગટ થતી આ ગ્રંથમાળાનું**



જુનું ધોરણ બદલી નવી યોજના લવાજમની નીચે પ્રમાણે કરી છે.

(૧) માળાનું વર્ષ જાન્યુઆરીથી ડીસેમ્બર સુધીનું ગણાય છે.

(૨) માળામાં એક વર્ષમાં ક્રાઉન સોળ પેજી ૧૦૦૦ થી ૧૧૦૦ પાનાં જેટલું વાંચન સવડ પ્રમાણે ત્રણ-ચાર પુસ્તક રૂપે અપાય છે.

(૩) વાર્ષિક લવાજમ નીચે મુજબ છેઃ-

| હિન્દુસ્તાન માટે— | બ્રહ્મદેશ માટે— | પરદેશ માટે— |
|---|---|---|
| [ પોસ્ટેજ સાથે ] | [ પોસ્ટેજ સાથે ] | [ પોસ્ટેજ સાથે ] |
| રૂ. ૫-૦-૦ | રૂ. ૫-૮-૦ | રૂ ૬-૮-૦ |

[ પરદેશના ગ્રાહકે શીલીંગ ૧૦ દશનો પોસ્ટલ ઓર્ડર મોકલવો. ]

**(૪) પ્રવેશ ફી લેવામાં આવતી નથી.** લવાજમની વસુલાત માટે દર વર્ષે ચાલતા વર્ષનું છેલ્લુ કે પહેલું પુસ્તક, એક વર્ષના લવાજમના વી. પી. થી મોકલવામાં આવે છે. વી. પી. પાછું વાળનાર ગ્રાહક તેનું પોસ્ટે જ ખર્ચ આપ્યા પછી જ તે પુસ્તક મેળવવા હકદાર થશે.

આ પુસ્તકની નકલો ખલાસ થવા આવી છે. ગ્રાહકોએ પોતાની નકલ મગાવી લેવી.

સિદ્ધહસ્ત લેખક શ્રી ઉછરંગરાય ઓઝા કૃત—



*

ઐતિહાસિક મૌલિક નવલકથા

પૃષ્ઠ ૫૫૦. 'પાકું પુઠું

સુંદર કવર જેકેટ

## કિંમત રૂ. સાડાત્રણ

× મહાન સિકંદરે હિંદુસ્તાન ઉપર પ્રથમ ચઢાઇ કરેલી તે સમયની આ નવલકથા હિંદના રાજકીય, સામાજિક અને ધાર્મિક પરિવર્તનનો ઇતિહાસની દૃષ્ટિએ સુંદર ખ્યાલ આપે છે

ઑન શ્રી મુનશીના 'રાજાધિરાજ' અને 'ગુજરાતનો નાથ'ની પંક્તિએ સ્થાન આપવા યોગ્ય આ સ્વતંત્ર નવલકથા છે.

× તે વખતના હિંદના સામ્રાજ્યો, તેમનું બંધારણ અને પ્રજાના રીતરિવાજ સાંગોપાંગ દર્શાવે છે

× બાલરાજા આંભિની નિર્દોષતા, તક્ષશિલાના રાજાની રાજમત્તા, રંભાદેવીની વિલાસપ્રિયતા, રાજા નંદનું ઝનૂન, પોરસની દેશભક્તિ, મહાન ગુરુકુળો અને બૌદ્ધો વચ્ચે ઝઘડા અને સિકંદરની સૌન્દર્ય-લોલુપતા તેમના માનસને વ્યક્ત કરતી આ નવલકથા એક સરખા પ્રવાહમાં વાચકોને ખેંચી રાખે છે.